॥ श्री ॥

# सत्यनारायणनी कथा



છપાવી પ્રસિદ્ધ કર્તા,

બુકસેલર મંગળદાસ જોધનારામ.

ગીચારોડ- અમદાવાદ.

આવૃત્તિ ૨ જી. સંવત ૧૯૮૪.

પ્રત ૬૦૦૦ સને ૧૯૨૮

આદર્શ પ્રીન્ટીંગ પ્રેસમાં, મોતીલાલ ગણપતરામે છાપી

પાનકોર નાકા, અમદાવાદ.

કિંમત રૂ. ૦-૮-૦.

# અથ શ્રી સત્યનારાયણની પૂજાનો વિધિ.



## પૂજામાં ઉપયોગી સામગ્રી.

સત્યનારાયણની પુજા કરનાર ગૃહસ્થે શ્રી સત્યનારાયણની પૂજા માટે નીચે પ્રમાણે સામગ્રી કરવી–મંડપ માટે કેળના થાંભલા, મંડપના આસપાસ બાંધવા માટે આંબાનાં પાંદડાંનું તોરણ, પીપળો, ઉંમરો, વિગેરે પાંચ જાતના વૃક્ષના પલ્લવા ગેળ, નૈવેદ્ય માટે લક્ષ્મી તથા સત્યનારાયણની સુવર્ણમૂર્તિ, તાંબાનો કળશ, પંચપાત્ર, તરભાણું આચમની, જનોઇના બે જોટા પાંચ જાતનાં રત્નો અથવા સુવર્ણ, રૂપાનાણું અથવા તો તાંબાનાણું, વસ્ત્ર તથા ઉપવસ્ત્ર, ચોખા, ઘઉં, કુંકુમ અબીલ, દુર્વા, ગુલાલ, વર્ણાદ્રવ્ય, ધૂપ, પુષ્પો, હળદરના ગાંઠીઆ, નાડું, એક હજાર ને એક તુલસીદલ, નાળીએર, પાન, સોપારી પાવલાના પૈસા; કેળાં વિગેરે ફળો, પુષ્પના બે માળા, રૂમાલ, દુધ, દહીં, ઘી, મધ તથા સાકર, પુણ્યાહવાચન માટે એક તાંબાનો કળશ, લક્ષ્મી નારાયણને પધરાવવા માટે બાજઠ, નૈવેદ્ય માટે સવાશેર ઘી સવાશેર સાકર, સવાશેર દુધ, સવાશેર ઘઉંના રવો તથા સવાશેર કેળા આ પ્રમાણે સર્વ સામગ્રી કરવી કે જેથી સત્યનારાયણ દેવની પૂજામાં વિઘ્ન આવે નહિ. નમસ્કાર કર્યા પછી બે હાથ જોડાવી નીચેના આચાર્ય મંત્રો બોલવાઃ—

ॐ श्रीमन्महागणपतये नमः श्रीगुरुभ्यां नम । श्रीलक्ष्मी-नाराणाभ्यां नमः श्रीकुलदेवताभ्यो नमः श्री इष्टदेवताभ्यो नमः ग्रामदेवताभ्यां नमः । सर्वेभ्यो ब्राह्मणेभ्यो नमः ।

ॐ सुमुखश्चकन्तश्च कपिलो गजकर्णकः ॥ लंबोदरश्च विकटो घ्ननाशो विनाजयः ॥१॥ धुम्रकेतुर्गणाध्यक्षो भालचंद्रो गजाननः द्वादशैतानि नामानि यः पठेच्छृणुयादप ॥ २ ॥ विद्यारमे विवाहे च प्रवेशे निर्णमे तथा ॥ संग्रामे संकटे

चैपे विघ्नस्य न जायते ॥३॥ शुक्लांबरधरं देवं शशिवर्णं चतुर्भुज ॥ प्रसन्नवदनं ध्यायेत्सर्वविघ्नोपशांतये ॥ ४ ॥ अभीप्सितार्थसिद्ध्यर्थंपूजितो यः सुरासुरैः ॥ सर्वविघ्नहरस्तस्मै गणाधिपतये नमः ॥ ५ ॥ वक्रतुंड महाकाय सुर्यकोटिसमप्रभ ॥ निर्विघ्न कुरुमे देव सर्वकार्येषु सिद्धिदः ॥ ६ ॥ सर्वमंगलमांगल्ये शिवे सर्वार्थसाधिके ॥ शरण्ये त्र्यंबकं गौरि नारायणि नमोस्तु ते ॥ ७ ॥ लाभस्तेषां जयस्तेषां जयस्तेषां कुरुस्तेषां पराजयः ॥ येषामिन्दीवरश्यामो हृदयस्थो जनार्दनः ॥८॥ सर्वेष्वारंभकार्येषु त्रयस्त्रि भूवनेश्वराः ॥ देवादिशंतु नः सिद्धिं ब्रह्मेशानजनार्दनाः

## પૂજાનો વિધિ.

अत्राद्य महामांगल्यफलप्रदे मासोत्तमे मासे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अमुकनक्षत्रे ॥ ममसकलदुरतोपशमनसर्वापच्छांतिपूर्वकमकलमनोरथसिध्ध्यर्थंयथासपादितसामग्र्या गणेश गौर्यादिवरुणब्रह्माविष्णुरुद्रलक्ष्मीसूर्यादिनवग्रहदेवतद्याद्यष्टलोकपाल देवता पूजनपूर्वकमंगीकृतश्रीसत्यनारायणपूजन तथा तत्कथाश्रवणमहं करिष्ये ॥ तदंगीभूतमासनादिकलशाराधनं च करिष्ये ॥ એમ ભણીને હાથમાનું જળ પૃથ્વીપર મૂકવું સંકલ્પ થઇ રહ્યા પછી આગળ બે હાથ જોડીને પૃથ્વીદેવીની આરાધના કરવી કે:—पृथ्वीतया धृता लोका देवीत्वं विष्णुना धृता त्वं च धारयमां देवि पवित्रं कु चासनम ॥ આ મંત્ર ભણીને પોતાના આસનપર પાણી છાટવું તથા આસપાસની ભૂમિપર પણ પાણી છાટવું. તે પછી હાથમાં ચોખા લઇને નીચેનો મંત્ર ભણતા ભણતાં તે ચોખા ચાર દિશાઓમાં નાખવા.

असर्पन्तु ते भूता ये भुता भुमिसंस्थितता ॥ ये भुता विघ्नकर्तारस्ते नश्यन्तु शिवाज्ञया ॥ १ ॥

## ગણપતિ પૂજન.

પછી તેમાં દક્ષિણા નંખાવવી પછી તે કળશમાંથી થોડું પાણી પંચપાત્રમાં લેવું અને હાથમાં જળ લઇને ગણપતિની પૂજા કરવી ચોખાના કે ઘઉંની ઢગલીપર એક તાંબુલ ઉપર ગણપતિની મુર્તિ કે સોપારી પધરાવવી. **रम्य सुशोभनं दिव्यं सर्वसौक्यकरं शुभम् ॥ आसनं च मया दत्तं गृहाण परमेश्वर ॥** ગણપતિના સામીપ આસનાર્થે પુષ્પ અર્પણ કરવાં. **श्री सिध्धिबुध्धिसहितम-हत्गणपतयेपादयोः पाद्यं हस्तयोरर्घ्यं समर्पयामि ॥** ગણપતિ દેવને પાદ્ય તથા અર્ઘ્ય અર્પણ કરવાં. સ્નાન કરાવ્યા પછી **नवभि-स्ततुभिर्युक्तं त्रिगुण देवतामयं ॥ उपवीतं मया दत्त गृहाण एरमेश्वर ॥** ઉપવીત પહેરાવવું. **श्रीखंडं चंदन दिव्यं गंधाढयं सुमनोहरम् ॥ विलेपन सुरश्रोष्ठ चंदनं प्रतिगृह्यताम् ॥** ચંદન ચઢાવવું **अक्षताश्च सुरश्रेष्ठाःकुंकुमोक्ताः शुशोभिता ॥ मया निवेदिता भक्त्या गृहाण परमेश्वर ॥** અક્ષત ચઢાવવા. **माल्यादानि सुगंधीणि माल्त्यानी व प्रभो ॥ मयाहृतानि पूजार्थं पुष्पाणि प्रतिगृह्यताम् ॥** પુષ્પો ચઢાવ॥ **दुर्वांकुरान्स-हरितागमृतानमङ्गलपान ॥ आनीतांस्तव पूमार्थं गृहाण ग-णनायक ॥** દુર્વા ચઢાવવી. **हरिद्रा कंकुम चैव सिंदुराव सम-न्वितम् ॥ सौभाग्य द्रव्यसयुक्तं गृहाण परमेश्वर ॥** સૌભાગ્ય દ્રવ્ય ચઢાવવા.

**वनस्पतिस्मांद्भुतो गंधाढ्यो गंध उत्तमः ॥ आघ्रेयः सर्वदेवानां धूपोयं प्रतिगृह्यताम् ॥** ધુપ કરવો **साज्यं वर्तिसं-युक्तं वह्निना योजितं शर्करन्मनिः ॥ नीपं देवेश त्रैलोक्यं तिमिरामह ॥** દીવા પર પુષ્પ ચઢાવવા **शर्कराखडखाद्यानि द-धिक्षीरगृतान च ॥ आहारं भक्षभोज्यं च नैवेद्यं प्रतिगृह्यताम् ॥** નૈવેદ્ય ધરવું **पुंगीफलं महादिव्यं नागवल्लोलैर्युतम् ॥ पत्रादि-**

**चुर्णसयुक्ततांबूलं प्रतिगृह्यताम् ॥** પાન સોપારી વિગેરે અર્પણ કરવાં.

**एवं फल मयादेव स्थापितं पुरतस्तव ॥ तेन मे सफलावाप्तिर्भवेज्जन्मनिजन्मपि ॥** શ્રીફળ અર્પણ કરવું. **हिरण्यगर्भगर्भस्थ हेमबीजं विभावसोः अनंतपुण्यफलदतमः शान्ति प्रयच्छ मे ॥** ગણપતિના સન્મુખ દક્ષિણા ધરવી.

**कर्पुरकं महाराज रम्भोद्भुतं च दीपकम् । मंगलार्थं महीपाल संगृहाण गणेश्वर** આરતી કરવી. **यानि कानि च पापानि** ગણપતિની પ્રદક્ષિણા કરવી. અને પછી **त्वां विघ्नशत्रु दलनेति च सुंदरेति भक्तप्रियेति वरदेति सुखप्रदेति । विद्याप्रदेत्यघहरेति च ये स्तुवन्ति तभ्द्यो गणेश वरो भव नित्यमेव ॥** પુષ્પો ગણપતિના ચરણમાં અર્પણ કરી મસ્તક નમાવીને પ્રણામ કરવાં.

## અભિષેક કળશનું પૂજન.

તે પછી યજમાને પોતાની સન્મુખ ચોખાની ઢગલી કરી તેના ઉપર તાંબાનો કળશ સ્થાપન કરીને **हेयकृष्यादि संभूतं ताम्रजं सूदृढ नवं । कलशं धौतकल्माषं छिद्रवर्ण विवर्जितम् ॥** કળશની પ્રાર્થના કરવી. **जीवनं सर्वजीवानां पावन पावनात्मकम् । बीज सर्वौषधीनां च तज्जल पूजयाम्यहम् ॥** કળશમાં પાણી ભરવું. **सूत्र कार्पासंभूत ब्राह्मणा निर्मित पुरा । येन बध्धं जगत्सर्वं वेष्टनं कलशस्य च ।** કળશને કંઠે સુત્ર વિંટવું. **देवेभ्यः पुन्ती जाता देवेभ्यस्त्रियूगं पुरा । शतं तनु च या बभ्रुजीवनं जीवनाय च ॥** કળશમાં સર્વૌષધ નાખવી **दूर्वाह्यमृत संपन्ने शतमूलशतांकुरे ॥ शतपातकसंहर्त्री शतमायुष्यवर्धिनि ॥** પાણીના કળશના દુર્વા નાખવી. **अश्वत्थो दुम्बरप्लक्षश्च तन्यग्रोधपल्लववाः ॥ पंचभगाइति प्रोक्ताः सर्व कर्मसु शोभना॥ विविध पुष्पसंजात्त देवानां प्रिनिवर्धनम् ॥ क्षप्तं यत्काय**

**संभूतं कलशे निक्षिपाम्यहम् ॥** પાંચ પલ્લવો તથા પુષ્પો કળશમાં નાંખવા. **धान्योषधिमनुष्याणां जीवनं परमं स्मृतम् । क्षिप्तं यत्कार्थसंभूतं कलशे निक्षिपाम्यहम् ॥** કળશમા ધાન્ય પ્રક્ષેપ કરવો. **पुगीफलमिदं दिव्यं पवित्र पापनाशनम् । पुत्र पौत्रादिफलदं कलशे निक्षिपाम्यहम् ॥** કળશમાં સોપારી નાખવી **हिरण्यगर्भ** કળશમાં દક્ષિણાર્થે સુવર્ણ અથવા તો રૂપાનાણું નાંખવું **कनकं कुलिशं नीलं पद्मरागं च माक्तिकं ॥ एतागी पंच रत्नानि कलशे निक्षिपाम्यहम् ॥** પાંચ રત્નો અને તેને અભાવે રૂપાનાણું યથાશક્તિ નાંખવું, તે પછી હાથમાં અક્ષત લઇ **नमो नमस्ते स्फटिक प्रभाय सुश्वहाराय सुमंगाय । सुपाश रस्ताय उपासनाय जलधिनाथाय नमो नमस्ते ॥ वरुण मावाहयामि** હાથમાં અક્ષતો કળશ ઉપર છાંટવા તે પછી **वरुणाय नमः** એમ બોલી ચંદન, પુષ્પ, ધુપ, દીપ, નીવેદ્ય ફુલ, મુખવાસ, તાબુલ દક્ષીણા વિગેરે વરૂણ દેવની પાસે તે તે પદાર્થોનાં નામની સાથે **समर्पयामि** એમ કહીને મુકવા. છેવટે **अनय पूजया सांगः सपरिवारो वरुणदेवः प्रीयताम** એમ કહીને હાથમાંનું પાણી જમીન ઉપર મુકવું તે પછી કંકુથી હાથ ખરડી કળશ ઉપર નાળીએર મુકીને તે કળશ હાથવડે જમણા ખભા તરફ ઝાલી રાખવો યજમાને તે કળશ હાથમા રાખતી વખતે ઉભા થઇ પૃથ્વીપર ઘુંટણ ટેકવીને બેસવું અને પોતાના પુરોહિત તરફ જોઇને કહેવું કે **भो ब्राह्मणाः मह्म सकुटंबिने प्रहाजनान्नमकुर्वाणाय आशीर्वचनमपेक्षमाणाय अस्ज कर्मणःपुण्याह पुण्याह भवन्तो ब्रवन्त** પુરોહિતે તેના ઉત્તરમાં ત્રણવાર કહેવું કે **पुण्याहं पुण्याह पुण्याह** કહીને યજમાને કહેવું કે **भो ब्राह्मणाः मह्म स अस्य कर्मणः कल्याण भवंतो भवन्तु** એટલે પુરોહિતે **कल्याणम्** એ પદ ત્રણ વાર બોલવું ફરીને યજમાને કહેવું કે **भो ब्राह्मणाः मह्म स अस्य**

**कर्मण: ऋध्दिं भवतो ब्रुवंतु** એટલે પુરોહિતે **कर्मऋध्यताम्** એમ ત્રણવાર કહેવું. ફરીને યજમાને કહેવું કે **भो ब्राह्मणाः मह्यं सं अस्य कर्मण स्वस्ति भवंतो ब्रुवंतु** એટલે પુરોહીતે **स्वस्ती** એમ ત્રણવાર કહેવું, ફરીને યજમાને કહેવું કે, **भो ब्राह्मणाः अस्य कर्मण: श्रीरस्त्विति भवंतो ब्रुवंतु** એટલે પુરોહિતે **अस्तु श्रीः** એમ ત્રણ વાર બોલવું.

એમ પુરોહિતે યજમાન અને યજમાન પત્નિને પેલા મંગળ કળશના જળવડે અભિષેક કરવો અને તે વખતે યજમાન પત્નીને યજમાનને ડાબે પડખે બેસાડવી અને નીચેના મંત્રોથી કળશમાંના પાણીવડે યજમાન અને યજમાનના પત્નીપર જળનો અભિષેક કરવો.

**भगं ते वरुणो राजा भग सूर्यो बाकर: ॥ भगमिंद्रश्थ व भवंतो भगं सप्तवयो दधा ॥ यते केशेषु दौभाग्य सोभन्तं यच्च मूर्धनी ॥ ललाटे कर्णयोरक्ष्णो निध्नन्तु ते सदा ॥**

श्री સત્યનારાયણનો પુજન વિધિ.

યજમાને હાથમાં જળ લઇ **अत्रद्येत्यादि** પુર્વની પેઠે બોલીને **स्यामूर्तेः अंगप्रत्यंगसंविसभुत्पन्नंआतपाग्निसंयोगजनितदोष-परिहारार्थं अग्न्युत्तारणमहं करिष्ये ॥** એ રીતે સંકલ્પ કરી મુર્તિને ઘી લગાડીને તેની ઉપર પાણીની ધારા કરવી. પછી લક્ષ્મી-નારાયણની મુર્તીને હાથમાં લઇ **आं ह्रीं क्रीं यं रं लं शं षं, हं ळं क्षं हं सः सोहं ॥** આ મુર્તિમાં પ્રાણ આવો ! **आं ह्रीं हंसः सोहं** આમાં જીવનો સંચાર થાવ ! **आं ह्रीं हंस: सोहं ॥** એમ કહીને આમાં સર્વ ઇન્દ્રિયોનો વાસો થાવ ! એમ કહેવું ને પછી '**श्री सांताकार**' એ મંત્રે કરીને શ્રી લક્ષ્મીનારાયણનું ધ્યાન કરવું. અને નીચેના મંત્રથી આવાહન કરવું:-**आवाहये त्वां गरुडोपरि-स्थितं रमार्धदेहं सुरराजवंदितम् ॥ कसांतक चक्रगदाब्ज-हस्त भजामि देवं वसुदेवसूनुम्** એ મંત્રથી નારાયણનું આવાહન કરવું. **सिंहासने रत्नमये सदैव हेमाभपीतांबर शोभमाने ॥**

कृपानिधे नदन विश्वमूर्तेस्थिरोभवास्मिन् मम यज्ञमिध्धयै॥ એ મંત્ર ભણીને આસન તથા પાદ્ય અર્પણ કરવાં. सुवर्णपात्रे यमुनाजलं श गंधाक्षते पुण्यतंश्रह्मोतत् ॥ मयानित पाद्यमिदं गृहाण भो जानकीनाथ नमोनमस्ते ॥ એ મંત્ર ભણીને પાદ્ય અર્પણ કરવું. सुनिर्मलं जह्नपदाब्धिनिर्गत गंधादियुक्त महाद्भुतं ज ॥ निवेदितं विश्वगुरो च तार्यं गृहाणह्मर्घ्यं भगवन्नमस्ते ॥ આ મંત્ર ભણીને અર્ધ્ય અર્પણ કરવું भो पुण्यकीर्तेश्वर विश्वबाहो ब्रह्मादिभिः पूजितपादपद्म ॥ गृहाण देवेश मया निवेदितमाचस्यतां विश्वविनोदि विष्णो ॥ એ મંત્ર ભણીને આચમન આપવું.

તે પછી सुस्वोदुनातिरुच्येन गव्येन पनसा विभो ॥ स्नानीयं ते महाभक्त्या गृहाण पुरुषोत्तम ॥ આ મંત્ર ભણીને દૂધથી સ્નાન કરાવવું પછી શુધ્ધ જળથી સ્નાન કરાવવું. चद्रमंच्लसंकाशं सर्वदेवाप्रय दधि ॥ स्नापनार्थं भया दत्तं मस्यर्थं प्रतिगृह्यताम्॥ એ મંત્ર ભણીને દહિંથી સ્નાન કરાવવું અને પછી શુધ્ધ જળથી સ્નાન કરાવવું. घृतकुंभसमायुक्तं गृतयोनेगृतप्रियि ॥ गृतभुक गृतदातासि गृत स्नानाय गृह्यताम् । એ મંત્ર ભણીને ઘીથી સ્નાન કરાવીને પછી શુધ્ધ જળથી સ્નાન કરાવવું. मधुरूपो वसंत स्त्वं त्वमेय सर्वदा विभो ॥ मधुसूदनसंप्रीत्यै मधुस्नानाय गृह्यताम् ॥ એ મંત્ર ભણીને મધથી સ્નાન કરાવ્યા પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવું शर्करागृतसंयुक्त त्मेव शर्करा प्रभो ॥ अमत शर्करा प्रीत्या स्नानाय प्रतिगृह्यताम् ॥ એ મંત્ર ભણીને શર્કરાથી સ્નાન કરાવવું અને પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવું તે પછી શ્રીલક્ષ્મીનારાયણ ઉપર પુરૂષ શુકતથી અથવા તો વિષ્ણુશુકતથી જળ

વડે અભિષેક કરવો. અભિષેક કર્યા પછી वेदसूक्तसमायुक्ते यज्ञ साणसन्विते ॥ सर्वधर्मदे देव वाससी प्रतिगृह्यताम् ॥ એ મંત્ર ભણીને શ્રી લક્ષ્મીનારાયણ વસ્ત્ર પહેરાવતાં ब्रह्मविष्णुमहेशैश्च निर्मितं ब्रह्मसूत्रकम् ॥ यज्ञोपवितदानेनप्रीयतां कमलापतिः ॥ આ મંત્ર ભણીને યજ્ઞોપવિત પહેરાવવું. श्रीखंड चंदन दीव्यं गंढाढ्यं सुमनोहरं ॥ विलेपनं सुरश्रेष्ठ चंदन प्रतिगृह्यताम्॥ એ મંત્ર ભણીને ચંદન ચઢાવવું. हरिद्रारंजिता देवी परसौभा स्यदायिनी ॥ अतस्त्वां पुजयिष्यामि गृहाण परमेश्वरी ॥ એ મંત્ર ભણીને લક્ષ્મીજીને હરિદ્રા ચઢાવવી कुंकुमकामद दिव्यं कामनाकामसंभभवम् कुंकुमेनार्चितो देवी गृहाण परमेश्वरि ॥ એ મંત્ર વડે કુંકુમ ચઢાવવું अक्षताश्च सुरश्रेष्ठाः कुकुममाक्ता सुशोभिताः । मया निवेदिता भक्त्या गृहाण परमेश्वर ॥ એ મંત્ર ભણીને અક્ષત ચઢાવવી. मल्लिकादि सुगन्धीनि माल-त्योनि वै प्रभो ॥ मया हृतानि पुजार्थं पुष्पाणि प्रतिगृह्यताम् ॥ એ મંત્ર ભણીને શ્રી સત્યનારાયણને પુષ્પ ચડાવવાં, તે પછી વિષ્ણુના

સહસ્ત્ર નામવડે શ્રીનારાયણ ઉપર એક હજાર તુલસીદલ ચઢાવવાં તુલસીદલ ચઢાવ્યા પછી वनस्पतिरसोद्भूतो गंधाढयो गंधउ-त्तमः ॥ आघ्रेयः सर्वदेवानां धुपोयं प्रतिगृह्यताम् ॥ એ મંત્ર વડે ધુપ કરવો. साज्यं च वर्तिसंयुक्त वहिना योजितं मया ॥ दीपं गृहाण देवेश त्रैलोक्यतिमिरापहम् ॥ એ મંત્ર ભણીને દીપક અર્પણ કરવો घृतपक्वं हविस्यान्नं पायसं च सशर्कर ॥ कदलीदुग्ध संयुक्त नैवेद्य प्रतिगृह्यताम् ॥ એ મંત્ર વડે શીરાનું તથા ફળનું નૈવેદ્ય અર્પણ કરવું તે પછી હાથ અને મુખ પ્રક્ષાલન કરાવી તે નીચેના મંત્રથી સત્યનારાયણ દેવને આચમન કરાવવું लवंगकपुंरसुतं तांबूलं पूजितम प्रीत्या गृहाण देवेश मम

**सौख्यं विविर्धय ॥** એ મંત્ર ભણીને તાંબુલ અર્પણ કરવું. **हिरण्यगभगर्भस्थ** એ મંત્ર ભણીને તેમની સમીપ દક્ષિણા કરી. **इदं फल मया देव स्थापितं पुरस्त्व ॥ तेमने सफलावा सिर्भवेज्जमनि जन्जनी ॥** એ મંત્ર ભણી શ્રી સત્યનારાયણ દેવના ચરણારવિંદમાં શ્રીફળ અર્પણ કરવું **चतुर्वेतिसमायुक्त धृतेपु च सुपुरितम् ॥ नीरजीजेन संतुष्टो भवत्वेव जगत्पतिः ॥** એ મંત્રથી તેમની આરતિ કરવી તે પછી **यानि कानि च पापानि जन्मांतुरकृतानि च ॥ तानि तानि विनश्यन्ति प्रदक्षिणपदे पदे ॥** એ મંત્ર ભણતાં ભણતાં શ્રી સત્નારાયણ દેવની પ્રદક્ષિણા કરવી તે બન્ને હાથમાં પુષ્પ લઇને નીચેના મંત્રથી પુષ્પાંજલિ કરવી. **विद्याबुद्धिधनैश्वर्यपुनादिसंपदः ॥ पुष्पांजलिप्रक्षानेन देहिने ईप्सितं वरम् ॥** આ રીતે પુષ્પાજલી થઇ રહયા પછી બે હાથ જોડીને નીચે પ્રમાણે પ્રાર્થના કરવી.

**यन्मया भक्तियुक्तेन पुष्पं पत्रं फलं जलं ॥ निवेदित च नैवेद्यं तद्गृहाणानुकंपया ॥ मंत्रहिन क्रियाहीनं भक्तिहीनं जनार्दन ॥ यत्पुजितं मया देन परिपूर्ण तदस्तु मे अमोघ पुंडरीकाक्षं नृसिंह दैत्यसूदनं हृषीकेशं जगन्नाथ वाग शा वरदायकं ॥ गुणत्रय गुणातीतं गोविंदं गरुडध्वजं ॥ जनार्दन जनातीत जातकीवल्लभ हरिम् ॥ प्रणमामि सदा भक्त्या नारायणमतः परम् ॥ दुर्गमे विषमे घोर शत्रुभिः परिपीडिते ॥ निस्तारयस्व मधेषु तथा मिष्टफलेषु च । नामान्ये तानि सकीर्य इप्सितं फलप्राप्नुयात् ॥ सत्यनारायण देवं वंदेह कामदं प्रभु ॥ लीलयावितदं विश्वस्थेन वस्मै नमोनम ॥**

**॥ इतिश्री सत्यनारायण पूजा समाप्त ॥**

# अथ सत्यनारायणनी कथा.

## अध्याय १ लो.

॥ ऋषय ऊचुः ॥

एकदा नैमिषांण्ये ऋषयः शौनकाद्दय ॥
पप्रच्छुर्मुनयः सर्वे सुतं पौराणिक खलु ॥१॥

અયોધ્યાની સમીપે નૈમિશારણ્યમાં રહેનારા અને મંત્રને જોનારા, શૌનક આદી રૂષીઓ. સંપુર્ણ પુરાણ જાણનારસુત નામના પુરાણીને નીચેનાપ્રશ્ન કરતાહતા. ૧

प्रतेन तपसा किं वा प्राप्यते वांच्छित फलम् ॥
सत्सर्वं श्रोतुमिच्छामः कथयस्व महामुने ॥२॥

હે મહામુને ! કીયું વૃત અથવા તપકર્યાથી વાંછીત ફળ પ્રાપ્ત થાય છે. તે શ્રવણ કરવા ઇચ્છા કરીએ છીએ; માટે આપ અમને કથન કરો. ૨

॥ सूत उवाच ॥

नारदेनैव संतुष्ट भगवान्कमलापिः ॥
सुरर्षये यथैवाह तच्छृणुध्वं समाहिताः ॥३॥

આવો પ્રશ્ન શ્રવણ કરિને સુત કહે છે. કોઇ કાળના વિષે દેવરૂષી નારદજીએ શ્રીકૃષ્ણને વૈકુંઠમાં એવોજ પ્રશ્ન કર્યો હતો. તેમાં જે શ્રીકૃષ્ણભગવાને ઉત્તર આપ્યો

તેજ તમને કહું છું તે તમો સાવધાન થઇને સાંભળો. ૩

एकदा नारदो योगो परानु ग्रकांक्षया ॥
पर्यटन विविधाँल्लोकान्मर्त्येलोकमुपागतः ॥४॥

આ પ્રશ્ન શ્રીભગવાને કરતાં પહેલાં શ્રીનારદજીરૂષિ એક વખત મનુષ્ય લોકમાંપારકા ઉપર કૃપા કરવી આ હેતુથી આવ્યા.

ततो दृष्ट्वा जनान्सर्वान्नाना क्लेशसमन्वितान् ॥
नानायोनिसमुत्पन्नान्क्लिश्यमानान्स्वकर्मभिः ॥५॥

અને તે પછી મનુષ્ય લોકમાંના અનેક માણસ નાના પ્રકારના કલેશ અને યોનીમાં જન્મ આદી ઘણાં પ્રકારનાં દુઃખો ભોગવે છે અને પોતાનાં કર્મો કરીને કલેશ પામે છે એવું જોઇને. ૫

केनोपायेन चैतेषां दुःखनाशो भवेद्ध्रुवम ॥
इति संचित्य मनसा विष्णुलोकं गतस्तदा ॥६॥

"શ્રીયો ઉપાય કર્યાથી આ સર્વ મનુષ્યના દુઃખ-કલેશ દુર થાય" એવો વિચાર મનમાં લાવી નારદરૂષી અનેક પ્રકારોનાં સર્વ લોકમાંથી ફરતા ફરતા વિષ્ણુ લોકમાં ગયા. ૬

तत्रनारायणं देवं शुक्लवर्णं चतुर्भुजम् ॥
शंखचक्रगदापद्मवनमालाविभूषितम् ॥७॥

વૈકુંઠમાં નારદજી ગયા અને ત્યાં શુકલવર્ણ, ચતુર્ભુજ અને દરેક હાથમાં શંખ, ચક્ર ગદા પદ્મ ધારણ કરેલાં છે. પગ સુધિ લટકનારી અને શોભા આપનારી વનમાલા કંઠમાં છે.

दृष्ट्वा तं देवदेवेशं स्तोतुं समुपचक्रमे ॥

॥ नारद उवाच ॥

नमो वाङ्मनसातीतरूपायानंतशक्तये ॥८॥

એવા સર્વોતમ શ્રીનારાણ દેવ ( ભગવાન) ને જોઇ નારદરૂષીએ તેમની સ્તુતી વંદના કરવા સારૂ આરંભ કર્યો નારદજી કહે છે વાણી અને મનથી એવા પણ અતીત એવા અનંતશકિત રૂપને નમસ્કાર કરૂં છું. ૮

आदिमध्यांतहीनायति र्गुणाय गुणात्माने ॥

सर्वेषामादिभूताय भक्तानामार्तिनाशिने ॥९॥

તમો આદી મધ્ય અને અંત. આ ત્રણ વગર નિરગુણ છતા ભકતોની પીડા મટાડવાને સગુણ થવાને આપ સર્વથી પહેલા છો અન ભકતોના દુઃખ દુર કરો છો." ૯

श्रुत्वास्तोत्रं ततोविष्णुर्नारदं प्रत्यभाषत ॥

॥ श्री भगवानुवाच ॥

किमर्थमागतोऽसित्वं किं ते मनसि वर्तते ॥१०॥

આ પ્રમાણે નારદજીએ કરેલી સ્તુતી સાંભળીને શ્રી ભગવાન વિષ્ણુ નારદજીને કહે છે "હે નારદઋષી ! તમે શો હેતુ મનમાં રાખી અહીં આવ્યા છો. ૧૦

कथयस्व महाभाग तत्सर्वं कथयामि ते ॥

॥ नारद उवाच ॥

मर्त्यलोके जनाः सर्वे नानाक्लेशसमन्विताः ॥
नानायोनिसमुत्पान्नाः पच्यंते पापकर्मभिः ॥११॥

" તમારા મનમાં જે કાંઇ હેતુ હોય તે મને કહો તેનો ઉત્તર હું તમને કહિશ." એવું શ્રીભગવાનનું વાકય સાંભળી નારદઋષી કહેછે કે હે પ્રભુ! મનુષ્યલોકમાં સર્વ જન અનેક કલેશ થકી યુકત એવા અનેક યોનીમાં ઉત્પન્ન થઇને પાપ કર્મથી રચી પચી રહેલા છે." ૧૧

तत्कथं शमयेन्नाथ लघुपायेन तद्वद ॥
श्रोतुमिच्छामि तत्सर्वंकृपास्ति यदि ते मयि ॥१२॥

" માટે તે જનોના દુઃખ હે પ્રભુ ! જે કાંઇ સહેજ શાજ ઉપાય થકી શાંત થાય એવો ઇલાજ આપની કૃપા મારા ઉપર હોય તો આપની પાસેથી શ્રવણ કરવાની હું ઇચ્છા રાખું છું."

॥ श्री भगवानुवाच ॥

साधु पृष्टं त्वया वत्स लोकानुग्रहकांक्षया ॥
यत्कृत्वा मुच्यते मोहात्तच्छृणुष्व वदामि ते ॥१३॥

એવું નારદ રૂષીનું ભાષણ સાંભળી શ્રી ભગવાન કહે છે હે શ્રેષ્ટ નારદજી ? તમે ઘણી સારી વાત મન પુછી. લોકો ઉપર કૃપા કરવી એવી તમારી ઇચ્છા છે. તો જે વૃત કર્યાથી તમોએ કહેલા બધા પીડા રૂપી મોહમાંથી તે લોકો મુકત થશે એવો ઉપાય કહું છું સાંભળો. ૧૩

व्रतमस्ति महत्पुण्यं स्वर्गे मर्त्ये च दुर्लभम् ॥
तव स्नेहान्मया वत्स प्रकाशः क्रियतेऽधुना ॥१४॥

હે મીત્ર ! ઘણું પુણ્ય આપવાવાળુ મનુષ્ય લોકમાં અને સ્વર્ગમાં પણ દુર્લભ એવું વૃત છે તે તમારી સાથે સ્નેહ ભાવ હોવાથી હમણાં કહું છું. ૧૪

सत्यनारायणस्यैवं व्रतं सम्यग्विधानतः ॥
कृत्वा सद्यः सुखं भुक्त्वा परम मोक्षमाप्नुयात् ॥१५॥

" સત્યનારાયણ દેવનું વૃત ઉત્તમ પ્રકારે અને વિધિયુકત કર્યાથી માણસ તત્કાલ સુખ પામશે અને દેહ છુટયા પછી પણ પરલોકમાં મોક્ષ પામશે. " ૧૫

तच्छ्रुत्वा भगवद्वाक्यं नारदो मुनिरब्रवीत् ।

॥ नारद उवाच ॥

कि फलं कि विधानं च कृतं के नैव तद्व्रतम् ॥१६॥

આ પ્રકારનું ઇશ્વર વાક્ય સાંભળીને નારદઋષી પુછે છે કે, " તે વૃત કર્યાથી શું ફળ થશે અને તેનું વિધાન કેવું અને પુર્વે આ વૃત કોણે કરેલું ? " १६

तत्सर्वं विस्तारादु ब्रूहि कदा कार्यं हि तद व्रतम् ॥

॥ श्री भगवानुवाच ॥

दुःस्वशोकादिशमनं धनधान्यप्रवर्धनम् ॥१७॥

" વિગેરે સવિસ્તર હકીકત ને વૃત કયારે કરવું ? તે કહો " એવો નારદજીનો ફરીથી પ્રશ્ન સાંભળીને શ્રીભગવાન કહે છે " હે નારદજી ! આ સત્યનારાયણનું વૃત દુઃખ સોક વિગેરેને મટાડવાવાળુ અને ધન ધાન્યને વધારવાવાળુ એવું ઘણું જ ઉત્તમ ફળ આપવા વાળું છે. " १७

सौभाग्यसंततिकर सर्वत्र विजय प्रदम् ॥

यस्मिन्कस्मिन्दिने मर्त्यो भक्तिश्रद्धासमन्वितः ॥१८॥

આ વૃત સ્ત્રીઓને સંતતિ અને સૈભાગ્ય પ્રાપ્તી કરવા વાળું એવું છે; તેમજ પુરૂષોને પણ વીજયવાળુ એવું છે, ગમે તે દિવસે પુણ શ્રદ્ધાથી. १८

सत्यनारायणं देवं यजेच्चैव निशामुखे ॥

ब्राह्मणैर्बांधवैश्चैव सहितो धर्मतत्परः ॥१९॥

અપવાસી રહિને સત્યનારાયણ દેવનું સાયંકાલની વખતે બ્રાહ્મણ અને પોતાના સગાવહાલા ઇષ્ટમિત્રને બોલાવીને પુજન કરવું ૧૯

नैवेद्यं भक्तितो दद्यात्सपादं भक्ष्यमुत्तमम् ॥
रंभाफलं घृतं क्षीरं गोधूमस्य च चुर्णकम् ॥२०॥

આ પુજનમાં નૈવેદ્યમાં ઘઉંનો રવો પાંચ ચતુર્થાંશ લઇ તેમાં કેળાં ઘી, ખાંડ. નાખી સારો શીરો કરીને અર્પણ કરવો. ૨૦

अभावे शालिचुर्णं वा शर्करा वा गुडं तथा ॥
सपादं सर्वभक्ष्याणि चैकीकृत्य निवेदयेत् ॥२१॥

પુજન કરનારને ઘઉંનો રવો ન મળે તો ચોખાનો લોટ.લેવો ખાંડ ન હોય તો ગોળ લેવો પણ બધા જણસો સરખી એટલે પાંચ ચતુર્થાંશ લેવી. ૨૧

विप्राय दक्षिणा दद्यात्कथां श्रुत्वाजनैः सह ॥
ततश्च बंधुभिः सार्धं विप्रांश्च प्रतिभोजयेत् ॥२२॥

પછી પોતાની શકતી પ્રમાણે બ્રાહ્મણોને દક્ષણા આપવી અને શ્રી સત્યનારાયણ વૃત કથા પોતાનાં સગાંવહાંલા ઇષ્ટમિત્ર સાથે શ્રવણ કરવી તે પછી પોતાનાં સગાંવહાલાં તથા બ્રાહ્મણો સાથે ભોજન કરવું. ૨૨

सपादं भक्षयेद्भक्त्या नृत्यगीतादिकं चरेत ॥
ततश्च स्वगृहं गच्छेत्सत्यनारायणं स्मरन् ॥ २३ ॥

અન ભકિતએ કરી શ્રી સત્યનારાયણ આગળ નૃત્ય તથા ગાયન કરવું એવી રીતે નદીના નિર ઉપર અથવા દેવાલયમાં એવું વૃત કરીને શ્રી સત્યનારાયણ ભગવાનનું સ્મરણ કરતે કરતે પોતાના ગૃહે જવુ. ૨૩

एवं कृते मनुष्याणां वांछासिद्धिर्भवेद ध्रुवम् ॥
विशेषतः कलियुगे लघूपायोऽस्ति भूतले ॥२४॥

આ રીતે આ વૃત ભકિતથી જે માણસ કરશે તેની મન કામના સિદ્ધ થશે. આ ઘણું કરીને કલિયુગમાં અનેક તરેહની પીડા થકી પીડીત એવા લોકોને આ સહેલા ઉપાયથી આ મોટા દુઃખમાંથી મુક્ત થવા સારૂ ઘણોજ નહાનો આ મનુષ્યલોકમાં ઇલાજ છે. ૨૪

इति श्रीस्कंदपुराणे रेवाखंडे सत्यनारायणकथायां
प्रथममोध्यायः ॥ १ ॥

# अध्याय २ जो.

॥ सूत उवाच ॥

अथान्यत्संप्रवक्ष्यामि कृतं येन पुरा द्विज ॥
कश्चित्काशीपुरे म्वे ह्या सिद्धिप्रोऽतिनिर्धनः॥१॥

સુતજી કહે છે બીજુ એક કહું છું કે પુર્વે રમણીય એવા કાશી ક્ષેત્રના વિષે રહેનારો એક બ્રાહ્મણ અત્યંત નિર્ધન હતો. ૧

क्षुत्तृड्भ्यां व्याकुलो भूत्वा नित्यं बाभ्रम भूतले ॥
दुखितं ब्राह्मणं दृष्ट्वा भगवान्ब्राह्मणप्रियः ॥ २ ॥

તે દરરોજ ભુખે અને તરસે પીડાએલો આકુલ વ્યાકુલ થઇ કાશી ક્ષેત્રમાં ફરતો એ બ્રાહ્મણને બ્રાહ્મણ જેને પ્રિય છે એવા શ્રી ભગવાને જોયો . ૨

वृद्धब्राह्मणरूपस्तं प्रपच्छ द्विजमादरात् ॥
किमर्थं भ्रमसे विप्र महीं नित्यं सुदःखितः ॥३॥

અને પોતાનું રૂપ બદલી ઘરડા બ્રાહ્મણનું રૂપ લઇ એ દરિદ્ર બ્રાહ્મણને પુછે છે કે " હે બ્રાહ્મણ ! અત્યંત

દુઃખીત એવો જે તું આ પથ્વી ઉપર શા શારૂં ફરે છે ? ૩

तत्सर्वंश्रोतुमिच्छामि कथ्यतां द्विजसत्तम ॥

॥ ब्राह्मण उवाच ॥

ब्राह्मणोतिदरिद्रोऽहं भिक्षार्थं वै भ्रमे महीम् ॥ ४ ॥

" આ ત્હારૂં વત્તાંત સાંભળવા હું ઇચ્છા કરૂં છું માટે હે બ્રાહ્મણ શ્રેષ્ઠ ! મને કહે ત્યારે દરિદ્ર બ્રાહ્મણ કહે છે કે " હું ગરીબ બ્રાહ્મણ અત્યંત દરિદ્રિ છું તેથી ભીક્ષા માગવા સારૂં પૃથ્વી ઉપર ફરૂં છુ. ૪

उपायं यदि जानासि कृपया कथय प्रभो ॥

॥ वृद्ध ब्राह्मण उवाच ॥

सत्यनारायणो विष्णुर्वांछितार्थफलप्रदः ॥ ५ ॥

હે પ્રભુ ભગવાન ? જો મ્હારૂં દરિદ્ર દુર થાય એવો કંઇ ઇલાજ આપ જાણતા હો તો તે કૃપા કરીને મને કહો " એવું દરિદ્ર બ્રાહ્મણનું ભાષણ સાંભળી વરડો બ્રાહ્મણ કહે છે– " હે બ્રાહ્મણ ! સત્યનારાયણ નામના વીષ્ણુદેવે ઇચ્છેલું ફળ કળીયુગના વિષે પુજન કર્યા થકી આપનારા એવા પ્રત્યક્ષ છે. ૫

तस्य त्वपूजनं विप्र कुरुष्व व्रतमुत्तमम् ॥
यत्कृत्वा सर्वं दुखेभ्यो मुक्तो भवति मानवः ॥६॥

શ્રી સત્યનારાયણ કહે છે કે " હે બ્રાહ્મણ તું એ સત્યદેવનું વ્રત અને પુજન સારી રીતે કર કે જે કર્યાં થકી માણસ સર્વ દુઃખથી મુક્ત થાય છે. " ૬

विधानं च व्रतस्यापि विप्रयाभाष्य यत्नतः ॥
सत्यनारायणो वृद्धस्त्रैवां परवीयत ॥ ७ ॥

પછી દરિદ્ર બ્રાહ્મણને રૂપ બદલનારા ઘરડા બ્રાહ્મણે વૃતનું સર્વ વિધાન કહ્યું અને પોતે અંતરધ્યાન થયા.૭

तद्व्रतं संकरिष्यामि यदुक्तं ब्राह्मणेन वै ॥
इति संचित्य विप्रोऽसो रात्रांनिद्रांन लब्धवान॥८॥

એ ઘરડા બ્રાહ્મણે કહેલું વૃત હું કયારે કરીશ " એવી ઉત્કંઠાથી એ દરિદ્રી બ્રાહ્મણને તે વખતથી તે આખી રાત્રીમાં ઉંઘ આવી નહી. ૮

ततः प्रातः समुत्थाय सत्यनारायणव्रतम् ॥
करिष्य इति संकप्य भिक्षार्थमगमद्द्विजे ॥ ९ ॥

પછી બીજે દિવસે સુર્યઉદય થયે દરીદ્રી બ્રાહ્મણે "હું આજ સત્યનારાયણનું વૃત કરીશ એવો સંકલ્પ કરીને તે હમેશના રીવાજ મુજબ ભીક્ષા માગવા સારૂ ગયો. ૯

तस्मिन्नेव दिने विप्रः प्रचुरं द्रव्यमाप्तवान् ॥
तेनव बंधुभिः सार्धं सत्यस्यव्रतमाचरेत् ॥१०॥

તે દીવસે હંમેશના કરતાં એ બ્રાહ્મણને ઘણું દ્રવ્ય મળ્યું તે મળતાં વારજ તેજ દીવસે એ દરદ્રી બ્રાહ્મણે પોતાનાં સગા સંબંધી ઇષ્ટ મીત્ર વીગેરેને બોલાવી ને સાથે શ્રીસત્યનારાયણનું વૃત કર્યું ૧૦

सर्वदुःखविनिर्मुक्तः सर्वसंपत्समन्वितः ॥
बभूव स द्विजश्रेष्ठो व्रतस्यास्य प्रभावतः ॥११॥

એ બ્રાહ્મણે પુર્ણ ભક્તિથી શ્રી સત્યનારાયણનું વૃત તથા પુજન કર્યાથી થોડાજવખતમાં દરીદ્રી બ્રાહ્મણ દુઃખ થકી મુકત થઇને અગણિત સંપત્તીનો માલેક થયો એવો શ્રી સત્યદેવના વૃત તથા પુજનનો આ કલીયુગના વિષે અનુભવ થયો તથા થશે એટલું

ઐશ્વર્ય આપવાનું સામર્થ્ય આ શ્રી સત્યદેવના વૃતમાં છે. ૧૧

तनप्रभृति कालं च मासि व्रतं कृतम ॥
एवं नारायणस्येदं व्रतं कृत्वा द्विजोत्तमः ॥१२॥
सर्वपापविनिर्मुक्तो दुर्लभं मोक्षमाप्तवान् ॥

એવું જાણીને બ્રાહ્મણ દરેક મહીનામા આવનારી પર્વણીને દિવસે વૃત અને પુજા શ્રી સત્યનારાયણ દેવની કરતો એના પુણ્યથી એ બ્રાહ્મણ સર્વ પાપથી નિર્મુકત થઇને અત્યંતદુર્લભ મોક્ષપદના વીષે ગયો.૧૨

व्रतमस्य यदा विप्र पृथिव्यां संकरिष्यति ॥ १३ ॥
तदैव सर्वदुःखं च मनुजस्य विनश्यति ॥

જે વખતે જે શ્રીસત્યદેવનુ વ્રત તથા પુજન પૃથ્વી ઉપર કરશે તો તેજ વખતે સર્વ દુખો થકી મુકત થશે. ૧૩

एवं नारायणेनोक्तं नारदाय महात्मने ॥
मया तत्कथितं विप्राः किमन्यत्कथयामि वः ॥१४॥

સુકજી શાનક આદી ઋષિયોને કહે છે કે ' આ

શ્રી સત્યનારાયણે એ નારદઋષીને કલીયુગમાં સહેલા ઉપાયથી વાસના પુરી કરવાવાળુ વ્રત તથા પુજન કહ્યું તેજ મેં આપને કહ્યું હવે એ શીવાય બીજું આપ શું શ્રવણ કરવા ઇચ્છા રાખો છો. ૧૪

॥ ऋषय ऊचुः ॥

तस्माद्विप्राच्छ्रुतं केन पृथिव्यां चरितं मुने ॥
तत्सर्वं श्रोतुमिच्छामः श्रद्धास्माकं प्रजायते ॥१५॥

એવું સુતજી પુરાણીનું ભાષણ સાંભળીને શૌનક આદિ ઋષીયો કહે છે કે " મુને બ્રાહ્મણના મુખમાંથી એ ચરિત્ર આ પૃથ્વીમાં કોણે શ્રવણ કર્યું' વિગેરે સર્વ આ વ્રત વિષે હકીકત સાંભળવાની અમોને ઘણિ ઉત્કંઠા ઉત્પન્ન થઇ છે. ૧૫

॥ उवाच ॥

शृणुध्वं मुनयः सर्वे व्रतं येन कृतं भुवि ॥
एकदा स द्विजवरो यथाविभवविस्तरं ॥ १६ ॥

એવું શૌનક આદિ ઋષીઓનુ ભાષણ સાંભળી સુતજી કહે છે. " હે સર્વ મુનિઓ આ વરત પૃથ્વી

ઉપર એ પછી કોણે કર્યું એ આપને કહું છું સાવધાન થઇને સાંભળો. ૧૬

बंधुभिः स्वजनैः सार्धं व्रतं कर्तुं समुद्यतः ॥
एतस्मिन्नंतरे काले काष्ठकेता समागमत् ॥१७॥

પ્રથમ એક બ્રાહ્મણ એક દિવસના વિષે પોતાની સંપતિ પ્રમાણે પોતાના સગાં વહાલાં ઇષ્ટમિત્ર સાથે શ્રી સત્યનારાયણ દેવનું વ્રત કરવા આરંભ કરે છે. એવામાં એક લાકડાનો ભારો બાંધી માથા ઉપર લેઇ એ ઠેકાણે આવ્યો. ૧૭

बहिः काष्ठं च संस्थाप्य विप्रस्य गृहमाययौ ॥
तृष्णया पिंडीतात्मा च दृष्ट्वा विप्र कृतव्रतम् ॥१८॥

તેણે માથા ઉપરનો ભારો દરવાજા બહાર મુકી શ્રી સત્યનારાયણદેવનિ પુજા થતિ હતી ત્યાં ગયો અને તે તરસ્યો હતો તો પણ એક ચીતથી તેણે તે બ્રાહ્મણે કરેલું પુજન જોયું અને એવરતની વીધી પણ જોઇ.૧૮

प्रणिपत्य द्विजं प्राह किमिदं क्रियते त्वया ॥
कृते किं फलमाप्नोति विस्तराद्वद मे प्रभो ॥१९॥

અને તે બ્રાહ્મણને ઘણા આદર સત્કારથી નમસ્કાર કરીને બોલ્યો કે હે બ્રાહ્મણ શ્રેષ્ઠ! આ શું કરો છો અને આવું કર્યાથી શું ફળ થાય છે? હે પ્રભુ કૃપા કરીને મને કહો." ૧૯

॥ विप्र उवाच ॥

सत्यनारायणस्येदं व्रतं सर्वेप्सितप्रदम् ॥
तस्य प्रसादान्मे सर्वं धनधान्यादिकं महत् ॥२०॥

બ્રાહ્મણ કહે છે " શ્રી સત્યનારાયણ દેવનું સર્વ કામના પુર્ણ કરવાવાળું એવું વ્રત કરૂં છું અને મેં આ વ્રત કર્યું છે તે દિવસથી શ્રી સત્યનારાયણ દેવના પ્રસાદ કરીને મને ધન્ય ધાન્ય આદિ મોટી સંપત્તી મળેલી છે." ૨૦

तस्मादेतद्व्रतं ज्ञात्वा काष्ठक्रेताऽतिहर्षितः ॥
पपौ जलं प्रसादं च भुक्त्वा स नगरं ययौ ॥२१॥

આ પ્રમાણે બ્રાહ્મણના મુખમાંથી શ્રી સત્યદેવનું વ્રત લાકડાના ભારાવાળાએ સમજી લઇ અને ઘણુંજ હરખાતે તે બ્રાહ્મણે આપેલો પ્રસાદ ભક્ષણ કરિ પાણી પીધું અને પોતાના ગામ વિષે ગયો, ૨૧

सत्यनारायणं देवं मनसा इत्यचिंतयत् ॥
काष्ठं विक्रयतो ग्रामे प्राप्यते चाद्य यद्धनम् ॥२२॥

પછી બીજે દિવસે ભારા વેચવા સારૂ આવતિ વખતે સત્યનારાયણ દેવ પાસે ભારાવાળાએ મનમાં સંકલ્પ કર્યો કે આજે આ ભારાની કીંમત શહેરમાંથી મળશે તે.૨૨

तेनैव सत्यदेवस्य करिष्ये व्रतमुत्तमम् ॥
इति संचिंत्य मनसाकाष्ठं कृत्वा तु मस्तके ॥२३॥

બીજા કારણે ન ખરચતાં એ પૈસાથી શ્રી સત્યનારાયણ દેવનું વ્રત કરીશ એવો નિશ્ચય કરિ ભારો માથે મુંકી ચાલતો થયો. ૨૩

जगाम नगरे रम्ये धनिनां यत्र संस्थितिः ॥
तद्दिने काष्ठमूल्यं च द्विगुणं प्राप्तवानसौ ॥ २४ ॥

તે એક સુંદર નગરમાં કે જ્યાં શેઠ શાહુકાર લોકો રહેતા હતા તે રસ્તામાં આવ્યો ત્યાં એક શેઠે તેને જે રોજ ભારાનિ કીંમત મળતિ હતી તેથી બમણી આપીને ભારો લીધો, ૨૪

ततः प्रसन्नहृदयः सुपक्वं कदलीफलम् ॥
शर्करा घृतदुग्धे च योधूमस्य च चूर्णयम् ॥२५॥

ભારાવાળાએ બમણી કીંમત મળતાં વારજ ઘણો આનંદ થયો અને પાકેલાં કેળાં. ખાંડ, ઘી અને ઘઉંનો રવો વિગેરે પદાર્થ શવાશેરના પ્રમાણમાં લઇ બીજી પુજાનિ સામગ્રી લઇને ઘેર આવ્યો. ૨૫

कृत्वैकत्र सपादं च गृहीत्वा स्वगृहं ययौ ॥
ततो बंधन्समाहुय चकार विधिना व्रतम् ॥ २६ ॥

અને સગાવહાલા ઇષ્ટમિત્ર તથા બ્રાહ્મણને બોલાવી મોટા આરંભથી વિધી પુર્વક આ વ્રત કર્યું. ૨૬

तद्व्रतस्य प्रभावेण धन पुत्रान्वितोऽभवत् ॥
ऽह लोके सुखं भक्त्वा चांते सत्यपुरं ययौ ॥२७॥

સુરજી કહે છે કે પેલો ભારાવાળો એ વ્રત કરવાથી ધનવાન તથા પુત્રવાન થઇને આ લોકમાં સર્વ સુખ ભોગવીને શ્રી સત્યપુર એટલે વૈકુંઠના વિષે ગયો. ૨૭

इति सत्यनारायणकथायां द्वितीयोध्यायः ॥२॥



## अध्याय ३ जो.

॥ सुत उवाच ॥

पुनरग्रे प्रवक्ष्यामि शृणुध्वं मुनिसत्तमाः ॥
पुरा चोल्यकोमुखो नाम नृपश्चासीन्महापतिः॥१॥

સુતજી કહે છે હે શઉનકાદિ રૂષિઓ હવે આપને શ્રી નારાયણ દેવની વૃત કથાનો બીજો ઇતિહાસ કહું છું. તમો ઉલ્કામુખ નામનો રાજા પૃથવીનું પાલન કરનાર હતો. ૧

जितेन्द्रियः सत्यवादी ययौ देवालयं प्रति ॥
दिने दिने धनं दत्वा द्विजान्संतोषयत्सुधीः ॥२॥

જીતેન્દ્રિ; સત્યવાદી અને દરેક દિવસે મંદિરમાં દર્શને થઇ બ્રહ્મણોને ઘણું દ્રવ્ય આપી સંતોષ પમાડતો હતો. ૨

भार्या तस्य प्रमुग्धा च सरोजवदना सती ॥
भद्रशीला नदीतीरे सत्यस्य व्रतमाचरत् ॥ ३ ॥

એ ઉલ્કામુખ રાજાની સ્ત્રી નામે પ્રમુગ્ધા ઘણીજ સારા સ્વભાવની કમલમુખી અને સુંદર સતી તે પોતાના

સ્વામીના સાથે ભદ્રશીલા નામે નદીના તિરે શ્રીસત્ય-દેવનું વ્રત કરતી હતી. ૩

एतस्मिन्नंतरे तत्र साधुरेकः समागतः ॥
वाणिज्यमार्थे बहुधनैरनेकैः परिपूरितः ॥ ४ ॥

એવામાં તે નદિના કાંઠે સાધુ નામે એક વાણીયો ઘણો ધનવાન અને વેપાર અરથે ઘણાં મોતી જવાહીર વીગેરે ધન લઇને નીકળેલો. ૪

नावं संस्थाप्य तत्तीरे जगाम नृपतिं प्रति ॥
दृष्ट्वा सव्रतिवं भूपं पप्रच्छ विनयान्वितः ॥ ५ ॥

તેણે તે નદિના કાંઠે પોતાનું વહાણ લાવી જ્યાંહાં રાણીશ્રી વરત કરતાં હતાં તેમનિ પાસે જઇ વિનંતી પુર્વક ઘણી નમ્રતાથી પ્રશ્ન કરવા લાગ્યો. ૫

॥ साधुरुवाच ॥

कमिदं कुरुषे राजन्भक्तियुक्तेन चेतसा ॥
प्रकाशं कुरु तत्सर्वं श्रोतुमिच्छामि सांप्रतम् ॥६॥

સાધુ પુછે છે "હે મહારાજ આપ ઘણીજ ભ-

ક્તિની સાથે એક ચિતે આ વખતે શું કરો છો ? એ મને કહેશો એવું ઇચ્છું છું. ૬

॥ राजोवाच ॥

पूजनं क्रियते साधो विष्णोस्तुलतेजसः ॥
व्रतं च स्वजनैः सार्धं पुत्राद्यावाप्तिकाम्यया ॥ ७ ॥

એવા પ્રકારે સાધુનામે વેપારીનું ભાષણ સાંભળતાં વાર રાજા ઉલ્કામુખ કહે છે કે "હે સાધુ વેપારી ! શ્રી મહા વિષ્ણુ સત્યદેવ કે જેના મહિમાનો પાર ન આવે એવા તેજસ્વી છે તેમનુ પુત્ર તથા ધન ધાન્યે સંપતિ મળે, એ હેતુથી મહારા સગા વહાલા ઇષ્ટ મિત્ર સાથે વરત તથા પુજન કરૂં છું. ૭

भूपस्य वचनं श्रुत्वा साधुः प्रोवाच सादरम् ॥
सर्वं कथय मे राजन्करिष्येऽहं तदोदितम् ॥ ८ ॥

એવું રાજાનુ ભાષણ સાંભળી સાધુ સોદાગરે ઘણા આદરથી કહ્યુંકે આ વ્રતનો વિધી મને સવિસ્તાર કહો હું નિશ્ચયથી આપના કહ્યા મુજબ આ વ્રત કરિશ. ૮

ममापि संततिर्नास्ति ह्येतस्माज्जायते ध्रुवम् ॥
ततो निवृत्य वाणिज्यात्सानंदी गृहमागतः ॥ ९ ॥

કે જે મને પણ સંતતી નથી અને આપના કહ્યા પ્રમાણે આ સત્યદેવનું વ્રત કર્યાથી સંતતિ થશે એ માટે હું વેપાર અરથે દેશાંતરે ન જતાં ઘેર જાઉં છું એવું કહી વેપાર અરથે જવું છોડી હરખથી પોતાના ઘેર આવ્યો. ૯

भार्यायै कथितं सर्वं संततिदायकम् ॥
तदा व्रतं करिष्यामि यदा मे सतंतिर्भवेत् ॥१०॥

અને વ્રતનો મહિમા પોતાની સ્ત્રીને કહીને નિશ્ચય કે જ્યારે મનેસંતતિ થશે ત્યારે હું આ વ્રત કરિશ.૧૦

इति लीलावतीं प्राह पत्नीं साधुः स सत्तमः ॥
एकस्मिन्दिवसे तस्य भार्या लीलावती सती॥११॥

એવું લીલાવતી નામની પોતાની સ્ત્રીની સાથે વાણિયાએ કહ્યું.

भर्तृयुक्तानंदचित्ताभवद्धर्मपरायणा ॥
गर्भिणी साभवत्तस्य भार्या सत्यप्रसादतः ॥१२॥

પછી એક દીવસે તેની સ્ત્રી પોતાના ધર્મ પ્રમાણે ચાલનારી એવીપોતાનાસ્વામી સાથેહરખાતી રતુવાળી થએલી શ્રી સત્યદેવના પ્રસાદે ગર્ભવતી થઇ.૧૧-૧૨

दशमे मासि वै तस्याः कन्यारत्नमजायत ॥
दिने दिने सा ववृधे शुक्लपक्षे यथाशशी ॥१३॥

તેને દસમે મહિને રત્ન જેવી એક કન્યા થઇ ને જે પ્રમાણે ચંદ્રમા શુદ પખવાડીયામાં દિવસે દિવસે મોટો થતો જાય તે પ્રમાણે મોટી થતી, ૧૩

नाम्ना कलावती चेति तन्नामकरणं कृतम् ॥
ततो लीलावती प्राह स्वामिनं मधुरं वचः ॥१४॥

તેનુ નામ કલાવતિ એવુ ધાર્યું તે પછી સાધુ વાણીયાની લીલાવતી સ્ત્રી પોતાના સ્વામીને મધુર વચનથી બોલી કે હે પ્રીયસ્વામી! આપે માનેલુ શ્રી સત્યદેવનુ વ્રત શા કારણથી કરતા નથી. ૧૪.

॥ साधु रुवाच ॥

न करोषि किमर्थं वै पुरा संकल्पितं व्रतम् ॥
विवाहसमये त्वस्याः करिष्यामि व्रतं प्रियौ ॥१५॥

એવુ પોતાની સ્ત્રીનુ મધુર વચન સાંભળીને સાધુ વાણીયો બોલ્યો હે પ્રીયે! એ વ્રત આપણે કલાવતી કન્યાના લગ્ન વખતે કરીશું. ૧૫

इति भार्यां समाश्वास्य जगाम नगरं प्रति ॥
ततः कलावती कन्या ववृधे पितृवेश्मनि ॥ १६ ॥

આ પ્રમાણે સાધુ વાણીયાએ પોતાની સ્ત્રીને સમજણ આપીને પોતે બીજા નગર વિષે વેપાર અર્થે ગયો, અહીંયા કલાવતી બાપના ઘેર દિવસે દિવસે મોટી થતી ગઈ. ૧૬

दृष्ट्वा कन्यां ततः साधुर्नगरे सखिभिः सह ॥
मंत्रयित्वा द्रुतं दूतं प्रेषयामास धर्मवित् ॥ १७ ॥

પછી લગ્ન કરવા યોગ્ય થયેલી કન્યાને પોતાની બેનપણીઓ સાથે પોતાના નગરમાં એક દિવસે ધર્મ-શીલ સાધુ વાણીયાએ જોઇને પોતે મુનીમને કન્યાનો વર શોધવા મોકલ્યો. ૧૭

विवाहार्थं च कन्याया वरं श्रेष्ठं विचारय ॥
तेनाज्ञप्तश्च दूतो सौ कांचनं नगरं ययौ ॥ १८ ॥

અને કહ્યું કે " જાઓ આપણી કલાવતી કન્યાને માટે યોગ્ય અને ઉત્તમવર શોધિ લાવો." એવી આજ્ઞા થવાથી તે મુનીમ કાંચન નામના નગરમાં આવી પહોંચ્યો. ૧૮

तस्मादेकं वणिकपुत्रं समादायागतो हि सः ॥
दृष्ट्वा तुं सुंदरं बालं वणिक्पुत्रं गुणान्वितम् ॥१९॥

અને ત્યાંથી એક સુંદર રૂપવાળો વાણીયાનો પુત્ર લઇને મુનીમ પોતાના નગરમાં આવ્યો ત્યારે તે ગુણવાન અને સુંદર એવો વાણીયાનો પુત્ર તે સાધુ વાણિયાએ જોઇને. ૧૯

ज्ञातिभिर्बंधुभिः सार्धं परितुष्टेन चेतसा ॥
दत्तवान्साधुः पुत्राय कन्या विधिविधानतः ॥२०॥

પોતાના બધા નાતવાળાઓને અને સગા વહાલા ઇષ્ટમીત્રને બોલાવીને ઘણાજ હરખથી પોતાની કન્યા કલાવતીનું લગ્ન એ ગુણવાન તથા વાણીયાના પુત્ર સાથે કર્યું ૨૦

ततो भाग्यवशातेन विस्मृतं व्रतमुत्तमम् ॥
विवाहसमये तस्यास्तेन रुष्टोऽभवत्प्रभुः ॥ २१ ॥

એ સાધુ વાણીયો એ કન્યાના લગ્ન સમયે પણ કર્મના અંતરાયે કરિને શ્રી સત્યદેવનું વ્રત કરવાનું ભુલી ગયો તેને લીધે સત્યનારાયણ દેવ તેના ઉપર કોપાયમાન થયા. ૨૧

ततः कालेन नियतो निजकर्मविशारदः ॥

वाणिज्यार्थं ततः शीघ्रं जामातृसहितो वणिक् ॥२२॥

આ વાતને ઘણાએક દિવસ વીતી ગયા પછી પોતાનું કર્મ ભોગવવા સારૂ પોતાના જમાઇને સાથે લઇને વેપાર અર્થે તે વાણીયો ગયો. ૨૨

रत्नसारपुरे रम्ये गत्वा सिंधुसमीपतः ॥

वाणिज्यमकरोत्साधुर्जामात्रा श्रीमतान्महः ॥ २३ ॥

તે સીંધુ સમુદ્ર નજીક રત્નાસર નામના નગરમાં પોતાના જમાઇ સાથે ભારે વેપાર કરવા લાગ્યો. ૨૩

तौ गतौ नगरे रम्ये चंद्रकेतोर्नृपस्य च ॥

एतस्मिन्नेव काले तु सत्यनारायण प्रभुः ॥२४॥

તે પછી ત્યાંથી ચંદ્રકેતુ નામના રાજાના શોભાયમાન શહેરમાં ગયા છે એવામાં શ્રીકૃપાસાગર સત્યનારાયણ પ્રભુ. ૨૪

भ्रष्टप्रतिज्ञमालोक्य शापं तस्मै प्रदत्तवान् ॥

दारुणं कठिनं चास्य महद्दुःखं भविष्यति ॥२५॥

સાધુવાણીયાને જુઠું બોલનારો જાણીને તેને "મોટું દુઃખ તથા બંધન તિરસ્કાર વિગેરે ઘણાં દુઃખ પ્રાપ્ત થાઓ." એવો શ્રાપ દેતા ગયા. ૨૫

एकस्मिन्दिवसे राज्ञो धनमादाय तस्करः ॥
तत्रैव चाशतश्चौरो वणिजौ यत्र संस्थितौ ॥२६॥

એટલામાં જ્યાં સાધુ વાણીયો પોતાના જમાઇ સાથે રહેતો હતો ત્યાં તે ગામના રાજાનો ખજાનો ફાડી ધન ચોરી લાવી એક ચોર તેના રહેવાના ઘરમાં સંતાઇ રહ્યો. ૨૬

तत्पश्चाद्धावयान्दृष्ट्वा दुवान् भीतेन चेतसा ॥
धनं संस्थाप्य तत्रैव स तु शीघ्रमलक्षितः ॥ २७ ॥

પણ ચોરને પકડવા રાજાના સીપાઇઓ તેની પાછળ દોડી આવ્યા તે જોઇ ચોર જ્યાં સસરો અને જમાઇ સુતા હતા ત્યાં ધન નાંખી દઇ છાનો માનો ત્યાંથી નાશી ગયો. ૨૭

ततो दुताः समाधाना यत्रास्ते सज्जनो वणिकः॥
दृष्ट्वा नृपधनं तत्र बध्वा नीतौ वणिक्सुतौ॥२८॥

તે પછી સીપાઇઓ જે ઠેકાણે જમાઇ સાથે સાધુ વાણીયો હતો ત્યાં રાજાનું ચોરેલું ધન પડેલું જોઇ સાધુવાણીયાને તથા તેના જમાઇને સાથે કેદકરી બાંધિ લઇ ગયા. ૨૮

हर्षेण धावमाताश्च ऊचुर्नृपसमीपतः ॥
तस्करौ द्वौ समानीतौ विलोक्याज्ञापय प्रभो॥२९॥

અને ઘણા આનંદથી દોડતા આવી રાજાને વરાધ આપીકે "હે મહારાજ! બે ચોરને લાવ્યા છીએ તેમને જોઇ હુકમ કરશો." ૨૯

राज्ञाज्ञप्तास्ततः शीघ्रं दृढं बध्वा तु तावुभौ ॥
स्थापितौ द्वौ महादुर्गे कारागारेऽविचारतः ॥३०॥

એવું સાંભળી ચોરોને જોઇ વિચાર કર્યા વગર એ કદમ કેદ કરવાની શીક્ષા આપતાં વારજ સીપાઇઓ તેમને ખુબ બાંધી મોટા કેદખાનામાં લઇજઇને પુર્યા.૩૦

मायया सत्यदेवस्य न श्रुत कैस्तयोर्वचः ॥
अतस्तयोर्धनं राज्ञा गृहीतं चंद्रकेतुना ॥ ३१ ॥

આકાશમાં એચંદ્રકેતુરાજાને શ્રીસત્યદેવની માયા-

થી મોહિત થઇને ચોરી ગયેલું ધન તો લીધું પણ તેનિ સાથે અવીચારી સાધુવાણિઆનું ધન લુંટી લીધું. ૩૧

तच्छापाच्च तयोर्गेहे भार्या चैवातिदुःखिता ॥
चौरेणापहृतं सर्वं गृहे यच्च स्थितं धनम् ॥ ३२ ॥

તેમજ શ્રી સત્યદેવના શ્રાપથી એ સાધુવાણિયાએ પોતાના ગામ પોતાના ઘરમાં મુકેલું બધું ધન ચોરિ લુંટી લઇ ગયા તેને લીધે તેની સ્રી પણ ઘણી દુઃખી થઇ. ૩૨

आधिव्याधिसमायुक्ता क्षुत्पिपासातिदुःखिता ॥
अन्नचिंतापरा भूत्वा बभ्राम च गृहे गृहे ॥
कलावती तु कन्यापि बभ्राम प्रतिवासरम् ॥३३॥

અને એ સાધુવાણીયાની સ્રી લીલાવતી ઘણાં દુઃખથી અને ઘણી તરશ તથા ભુખથી ઘેર ઘેર ફરવા લાગી તેમજ તેની કન્યા કલાવતી ઘણી નહાની તે પણ દરરોજ ઘેર ઘેર ફરી માગી ખાતી. ૩૩

एकस्मिन्दिवसे जाता क्षुधार्ता द्विजमंदिरम् ॥
गत्वापश्यद्व्रतं तत्र सत्यनारायणस्य च ॥ ३४ ॥

એક દીવસે તે કન્યાને ઘણીજ ભુખ લાગ્યાથી આકુળ વ્યાકુળ થઇને એક બ્રાહ્મણના ઘરમાં ગઇ ત્યાંથી સત્યનારાયણ દેવનું વ્રત તથા પુજન થતુ હતું તે તેણે જોયું. ૩૪

उपविस्य कथा श्रुत्वा परं प्रार्थितवत्यपि ॥
प्रसादभक्षणं कृत्वा ययौ रात्रौ गृहं प्रति ॥ ३५ ॥

એ વ્રત તથા પુજા જોતાંજ ઘણો આનંદ પામીને ત્યાં બેઠી અને શ્રી સત્યનારાયણની કથા સાંભળીને સત્યદેવની પ્રાર્થના કરીકે "મ્હારૂં દુઃખ મટે ને મારો બાપ તથા સ્વામી મને મળે" એવો આશીર્વાદ શ્રી સત્યદેવ પાસે માગી બ્રાહ્મણે આપેલો પ્રસાદ ખાઇ રોજના કરતાં ઘણી મોડી રાતરે પોતાના ઘેર આવી. ૩૫

माता कलावती कन्यां कथयामास प्रेमतः ॥
पुत्रि रात्रौ स्थिता कुत्र किंते मनसि वर्तते ॥३६॥

ને ઘરમાં આવતાંજ તેનિ મા લીલાવતી કલાવતી નામની કન્યાને પુછે છે કે "હે પુત્રી! તું આજે આટલી રાત સુધી કયાં હતી? તે તારા મનમાં શું છે?" ૩૬

कन्या कलावती प्राह मातरं प्रति सत्वरम् ॥
द्विजालये व्रतं मातर्दृष्टं वांछितसिद्धदम् ॥ ३७ ॥

કલાવતિ કન્યા પોતાનિ માને ઉતાવળે કહે છે કે "હે મા ! હું બ્રાહ્મણના ઘેર મનમાં ધારેલું કામ પાર પડે એવું વૃત તથા પુજન અને કથા થતી હતી ત્યાં બેઠી હતી." ૩૭

तच्छ्रुत्वा कन्यकावाक्यं व्रतं कर्तुं समुद्यता ॥
सासुदा तु वणिग्भार्या सत्यनारायणस्यव ॥ ३८ ॥

એવું કન્યાનું બોલવું સાંભળીને સાધુવાણીયાની સ્ત્રી લીલાવતિ શ્રી સત્યદેવનું પુજન કરવા સારૂ તત્પર થઈ. ૩૮

व्रतं चक्रे सै साध्वी बंधुभिः स्वजनै सह ॥
भर्तृजामातरौ क्षिप्रमागच्छेतां स्वभाश्रमम् ॥ ३९ ॥

એ મહાસતી વાણિયાની સ્ત્રી પોતાના સગાને વહાલા ભાઈભાંડું સાથે શ્રી સત્યદેવનું વૃત કરવા લાગી અને "પોતાના સ્વામી તથા જમાઈ પોતાને ઘેર જલદિ આવે" એવો હેતુ મનમાં ધારી પુજન કરવા લાગી. ૩૯

अपराधं च मे भर्तृर्जामातु क्षंतुमर्हसि ॥
व्रतेनानेन तुष्टोऽसौ सत्यनारायण पुनः ॥ ४० ॥

એ પુજન કરતી વખતે સત્યદેવની પાસે વારેઘડી એવો વર માગતી હતી કે "હે શ્રી સત્યનારાયણ પ્રભો મારા સ્વામી તથા જમાઇના અપરાધ ક્ષમા કરવાને આપજ યોગ્ય છો" એવી તે લીલાવતી સાધુવાણીયાની સ્ત્રીપ્રાર્થના કરતી હતી તેથી કરીને એ વ્રત તથા પુજનથી ભગવાન શ્રી સત્યનારાયણ પ્રભુ સંતોષ પામ્યા. ૪૦

दर्शयामास स्वप्नं हि चंद्रकेतु नृपोत्तमम् ॥
बंदिनौ मोचय प्रातर्वणिजौ नृपसत्तम ॥ ४१ ॥

એને માયારૂપી ભગવાનસત્યદેવે ચંદ્રકેતુ નામનો રત્નપુરનો રાજા કે જેણે લીલાવતીના સ્વામી તથા જમાઇને બંદીખાનામાં મુકયા હતા તેને સ્વપ્નામાં આવી આજ્ઞા કરિ કે "હે રાજા તું નિરપરાધી બે વાણીયાને બંધિખાનેથી છોડી મુક. ૪૧

देयं धनं च तत्सर्वं गहीतं यत्त्वयाद्युता ॥
नोचेत्वां नाशयि यामिस राज्यधनपुत्रकम् ॥४२॥

અને તેમનું જે સઘળું તે ધન હરણકરી લીધેલું છે તે સઘળું તેમને પાછું આપવાને, તેમનો આદર-સત્કાર કરીને વિદાય કર–નહિ તો તારા ધન ધાન્ય, રાજપાટ; સ્ત્રી, પુત્રસહિત તારા કુળનો નાશ કરીશ. ૪૨

एवमाभाष्य राजानं ध्यानगम्योऽभवत्प्रभुः ॥
ततः प्रभात समये राजा च स्वजनैःसह ॥ ४३ ॥
उपविश्य सभामध्ये प्राह स्वप्नं जनं प्रति ॥
बद्धौ महाजनौ शीघ्रं मोचयध्वं वणिक्सुतौ ॥४४॥

એ પ્રમાણે રાજાને સ્વપ્નમાં જણાવીને ભગવાન શ્રીસત્યનારાયણ અંતર્ધ્યાન થયા ત્યારપછી રાજાએ પ્રાતઃકાળે સભામાં સીંહાસન ઉપરબેસી સર્વ કચેરીને સ્વપ્ન કહ્યું ને સીપાઇઓને આજ્ઞા કરિ કે બંદિખાના-માં જે બઆણું વાણીયાના પુત્રને કેદખાને રાખ્યા છે તેમને છોડી મુકો. ૪૩—૪૪

इति राज्ञो वचः श्रुत्वा मोचयित्वा महाजनौ ॥
समानीय नृपस्याग्रे प्राहुस्ते विनयान्विताः ॥४५॥

એવી રાજાની આજ્ઞા થતાંજ સીપાઇઓએ બેઉ

જણાને બંધીખાનેથી છોડી રાજાની સભામાં લઇ આવ્યા. ૪૫

अनीतो द्वौ वणिक्पुत्रौ मुक्तौ निगडबंधनात् ॥
ततो महाजनौ नत्वा चंद्रकेतु नृपोत्तमम् ॥ ४६ ॥

ત્યાં એ બેઉ બંધિખાનેથી છુટેલા વાણીયાના પુત્ર રાજાને ઘણીજ નમ્રતાથી નમસ્કાર કરતા હતા. ૪૬

स्मरंतो पूर्ववृत्तांतं नोचतुर्भयविह्वलौ ॥
राजा वणिक्सुतौ वीक्ष्यवचःप्रोवाचसादरम् ॥४७॥

અને પોતાનો પુર્વનો હેવાલ મનમાં લાવી ભયભીત થઇ કંઇ બોલ્યા નહિ. એવા ઘણાજ ગરીબ વાણીયાના પુત્રને જોઇ રાજા ચંદ્રકેતુએ ઘણાજ આદરભાવથી પ્રધાન મંડળને આજ્ઞા કરી કે. ૪૭

दैवात्प्राप्तं महद्दुःखमिदानीं नास्ति वैभयम् ॥
सदा निगडसंत्यागं क्षौरकर्माद्यकारयत् ॥ ४८ ॥

"આ બે વાણીયાના પુત્રોએ આજઃ સુધી કર્મના અંતરાએ કરીને મોટુ દુખ ભોગવ્યું હવે પછી એમને કાંઇપણ ભય નથી" એવી આજ્ઞા થતાં જ પગની બે. ડીઓ તોડી હજામત કરાવી. ૪૮

वस्त्रालंकारकं दत्वा परितोष्य नपश्च तौ ॥
पुरस्कृत्य वणिकपुत्रौ वचसातोषयद्भृतम् ॥ ४९ ॥

વસ્ત્ર અને ઘરેણાં વગેરે પહેરાવિ સંતોષિત કર્યાં અને એ બેઉ જણને પોતાની પાસે બેસાડીને સારૂં ભાષણ તેમની સાથે કરિ ઘણોજ સંતોષ પમાડયો. ૪૯

पुरा नीतं तु तद् द्रव्यं द्विगुणीकृत्य दत्तवान् ॥
प्रोवाच तौ ततो गजा गच्छसाधो निजाश्रमम्।५०।

અને એ બેઉનું પ્રથમ જેટલું ધન હરણ કર્યું હતુ તેથી બમણુ તેમને આપ્યું અને ચંદ્રકેતુ રાજા કહેવા લાગ્યો કે “ હે જમાઇ સાથે વાણીયા ભાઈ હવે તમો પોતાના ઘેર જાઓ. ” ૫૦

राजानं प्रणिवत्याह गंतव्यं त्वप्रसादतः ॥ ५१ ॥

આ પ્રમાણે રાજાનો હુકમ થતાં તરત રાજાને સાધુ વાણિયો વંદન કરિને બોલ્યો કે “હવે હું આપના આશિરવાદથી મારે ઘેર જઇશ. ૫૧

इति सत्यनारायणकथायां तृतीयोध्यायः ॥३॥

## अध्याय ४ थो.

॥ सूत उवाच ॥

यात्रां तु कृत्वान्साधुमंगलायनपूर्विकाम् ॥
ब्राह्मणेभ्यो धनं दत्वा तदा तु नगरं ययौ ॥ १ ॥

સુતજી કહે છેઃ—આ પ્રમાણે સાધુવાણીયો મંગળ યુક્ત યાત્રા કરીને રાજા પાસેથી મળેલ ધનમાંથી થોડુંક બ્રાહ્મણોને વહેંચી આપીને પોતાના નગર વિષે આ-વવા સારૂ નીકળ્યો. ૧

किंयद् दुरे गते साधो सत्यनारायणः प्रभुः ॥
जिज्ञासां कृतवान्साधो किमस्ति तवनौस्थितम्॥२॥

થોડેક દુર સાધુવાણીયાનું વહાણ દરિયામાં જઈ એક ઠેકાણે લંગર કરેલું જોઈ ભગવાન શ્રીસત્ય-નારાયણ પ્રભુ એ સાધુવાણીયાને તારા વહાણમાં શું છે એ પુછવાની ઇચ્છા થઈ. ૨

ततो महाजनो मत्तो हेलया प्रहस्य वै ॥
कथं पृच्छसि भो दंडिन्मुद्रां नेतु मिमिच्छमि॥३॥

અને પરબ્રહ્મ ભગવાન શ્રીસત્યનારાયણ દેવ સન્યાસી બાવાનું રૂપ લઈ જે ઠેકાણે સાધુવાણિયાએ વહાણ લંગર કર્યું હતું ત્યાં આવી એ બેઉ જણાને પુછયું કે " તમારા વહાણમાં શું છે. એ સન્યાસી બાવાનો પ્રશ્ન સાંભળીને આ બંધીખાનેથી હમણાંજ છુટેલો મસ્તવાણીયાનોપુત્ર સન્યાસી બાવાની મશ્કરી કરીને કહેવા લાગ્યો કે " હે સન્યાશી બાવા! આપ અમારા રૂપીયા લેવા ઇચ્છો છો કે શુ!

लतापत्रादिकं चैव वर्तते तरणौ मम ॥
निष्ठुरं च वच श्रुत्वा सत्यं भवतु ते वचः ॥४॥

આવી રિતે પ્રથમ તેની મશ્કરી કરી કહે છે કે "મારા વહાણમાં વેલા અથવા પાંદડાં વગેરે ભરેલાંછે એવું તેમનું કઠોરભાષણ સાંભળી ભગવાનશ્રીસત્યદેવે કહ્યું કે "તારૂં વચન સત્ય હોજો." ૪

एवमुक्त्वां गतः शीघ्रं दंडी तस्य समीपतः ॥
कियद्दूरे ततो गत्वा स्थितः सिंधुसमीपतः ॥५॥

આ પ્રમાણે ભાષણકરીને આવેલો સન્યાસી સાધુ-વાણિયાથી આઘે જઈ દરિયાના કીનારેજ ઉભા રહ્યા.૫

गते दंडिनि साधुश्च कृतनित्यक्रियस्तदा ॥
उत्थितांतरणीं दृष्ट्वा विस्मयं परमं ययौ ॥ ६ ॥

સન્યાસી બાવો ગયો એવું જોઇને સાધુવાણિયો પોતાનું ખાવું પીવું વીગેરે નિત્યકૃત્ય કરી રહી જુવે છે તો વહાણ પાણી ઉપર તરવા લાગ્યું આ ચમત્કાર જોઇને સાધુવાણિયો ઘણો વિસ્મીત થયો. ૬

दृष्ट्वा लतादिकं चैव मूर्च्छितो न्यपतद्भुवि ।
लब्धसंज्ञोवणिक्पुत्रस्तदाश्चिंतान्वितोऽभवत् ॥७॥

અને વહાણમાં જુવે છે તો બધાંવેલા તથા પાંદડાં જોયાં તે જોઇને એકદમ શોકથી ભોંય ઉપર પડયો ને બે પછી ઘણીક વારે શુદ્ધિ ઉપર આવ્યો અને ચિંતા કરવા લાગ્યો. ૭

तदा तु दुहितुः कांतो वचनं वेदमब्रवीत् ॥
किमर्थं क्रियते शोकः शापो दत्तश्च दंडिना ॥८॥

એટલામાં તેનો જમાઇ એવું બોલ્યો કે "તમેશા માટે ફિકર કરો છો તમોને હમણાંજ આવેલા સન્યાશી સાધુએ શ્રાપ આપ્યો. ૮

शक्यते तेन सर्वं हि कर्तुं चात्र न संशयः ॥
अतस्तच्छरणं यामो वांछितार्थो भविष्यति ॥९॥

અને તેના બોલવાથી આમ્રમાણે થયું એમાં કાંઇ પણ સંદેહનથી એ માટે આપણે તેમના શરણે જઇએ એટલે આપણું ધારેલું કામ થશે. ૯

जामातुर्वचनं श्रुत्वा तत्सकाशं गतस्तदा ॥
दृष्ट्वा च दंडिनं भक्त्यानत्वा प्रोवाचसादरम् ॥१०॥

એવું જમાઇનું બોલવું સાંભળી સાધુવાણીઓ એ સન્યાશી પ્રત્યે આદરસત્કારથી બોલે છે કે. ૧૦

क्षमस्व चापराधं मे यदुक्तं तव सन्निधौ ॥
एवं पूनः पुनर्नत्वा महाशाकाकुलोऽभवत् ॥११॥

"હે મુનીશ્વર ! મારા અપરાધની ક્ષમા કરો." એવું બોલી ઘણા શોકથી આકુળ. ૧૧

प्रोवाच वचनं दंडी विलपंतं विलोक्य च ॥
मा रोदीः शृणु मद्वाक्यं मम पूजाबहिर्मुखः॥१२॥

એવું જોઇને તે યતીશ્વર સન્યાસી કહે છે''અરે હે વાણીયા! તું શેમાં તું મારી પુજાથી બહિર્મુખ થયો૧૨

**ममज्ञया च दुर्बुद्धे लब्धं दुःखं मुहुर्मुहुः ॥**
**तच्छ्रुत्वा भगवद्वाक्यं स्तुतिं कर्तुं समुद्यतः॥१३॥**

અને હે દુષ્ટબુધ્ધિવાળા!તને મારી આજ્ઞાથીજ઼વણા દુઃખો ભોગવવાં પડયાં એવું પરબ્રહ્મભગવાનનું વાકય સાંભળીને સાધુવાણીયો શ્રીસત્યદેવની વિનંતિ કરવા લાગ્યો

॥ साधुरुवाच ॥

**त्वन्मायामोहिताः सर्वे ब्रह्माद्यास्त्रिदिवौकसः ॥**
**न जानंति गुणान्रूपं तवाश्चर्यमिव प्रभो ॥ १४ ॥**

સાધુવાણીયો કહે છેકે ''હે દેવ ! આપનીમાયાથી બ્રહ્માદિ સર્વ દેવ મોહિત થાય છે અનેએદેવ છતાંપણ હે પ્રભુ ? આપના રૂપ ગુણ આદી વૈભવને જાણતા નથી એ મોટું આશ્ચર્ય જેવું છે. ૧૪

**मूढोऽहं त्वां कथं जाने मोहितस्तव मायया ॥**
**प्रसीद पूजयिष्यामि यथाविभवविस्तरैः ॥ १५ ॥**

હુંતો એક પામર માણુસ અને તારૂં મારૂં એવી માયા તે માટે મારા ઉપર પ્રસન્ન થાઓ પછી હું

આપની મારી સંપતીની વડાઇ પ્રમાણે વિધી પુજા કરીશ. ૧૫

पुरा वित्तं च तत्सर्वं देहि मां शरणागतम् ॥
श्रुत्वा भक्तियुतं वाक्यं परितुष्टो जनार्दनः ॥१६॥
वरं च वांछितं दत्वा तत्रवांतर्दधे हरिः ॥

હું મારા વહાણમાં ધન વિગેરે છતાં કપટ ભાવથી ખોટુ બોલ્યો એ માટે હે ઇશ્વર ! તે થકી મારૂં રક્ષણ કરનાર આપ સમર્થ છો ' એવું ભકિત ભાવનું સાધુવાણિયાનુ વચન સાંભળીને ભગવાન શ્રી સત્યદેવ સંતોષ પામ્યા અને સાધુવાણિયાને તન મનવાંચ્છિતફળઆપી ભગવાન અંતરધ્યાન થયા. ૧૬

ततो नावं समारुह्य दृष्ट्वावित्तप्रपूरिताम् ॥ १७ ॥

એટલામાં સાધુવાણિયો જુવે છે તો પોતાનું વહાણ પ્રથમ પ્રમાણે ધનથી ભરેલું છે. ૧૭

कृपया सत्यदेवस्य सफलं वांछितं मम ॥
इत्युक्त्वा स्वजनैः सार्धपूजां कृत्वा यथाविधि ॥१८॥
हर्षेण चाभवत्पूर्णः सत्यदेवप्रसादतः ॥

આવું આશ્ચર્ય જોતાંજ સાધુવાણિયો કહે છે "શ્રી સત્યદેવના પ્રસાદથકી મારૂં ઇચ્છીત પુણ એવું બોલી

ત્યાં જે તેના સગાંવહાલાં હતાં તે સાથે યથાવિધિ શ્રી સત્યનારાયણનું પુજન કરવું. ૧૮

नावं संयोज्य यत्नेन स्वदेशगमनं कृतम् ॥ १९ ॥

તે પછી એ સાધુ વાણિઓ સત્યદેવની કૃપાથી સુખી થયો અને વહાણ તૈયાર કરાવી પોતાને દેશ જવા સારૂ નિકળ્યો. ૧૯.

साधुजामातरं प्राह पश्य रत्नपुरीं मम ॥
दूतं च प्रेषयामास निजवित्तस्य रक्षकम् ॥ २० ॥

વહાણમાં બેઠેલા જમાઇ ને સસરો કહે છે કે "હે જમાઇરાજ! મારી રત્નપુરી નગરી દેખાય છે તે જુઓ" એવું કહીને પોતાના ધનનું હરણ કરનારા સીપાઇને પોતાને ઘેર પોતે આવ્યાનું વર્તમાન કહેવા સારૂ મોકલ્યો. ૨૦

दूतोऽसौ नगरं गत्वा साधुभार्यां विलोक्य च ॥
प्रोवाच वांछितं वाक्यं नत्वा बद्धांजलिस्तदा ॥ २१ ॥

એ વહાણમાંથી ઉતરેલા સિપાઇયે રત્નપુરી નગરમાં જઇ સાધુવાણિયાનેઘેર સાધુવાણિયાની સ્ત્રીને જોઇને તેના આગળ હાથ જોડયા તે વખતે સ્ત્રીને પોતાના સ્વામી તથા જમાઇ આવવાની ઇચ્છા કરતી હતી ૨૧

निकटे नगरस्येव जामात्रा सहितो वणिकः ॥
आगतो बंधुवर्गैश्च वित्तैश्च बहुभिर्युतः ॥ २२ ॥

તેજ સમયે સિપાઇયે કહ્યું કે "આપના નગરની સમીપમાં જમાઇ તથાબંધુવર્ગ સાથે તમારા સ્વામી ઘણા ધન કમાઇને આવ્યા છે.' ૨૨

श्रुत्वा दुतमुखाद्वाक्यं मसाहर्षवती सती ॥
सत्यपूजां कुरुष्वेति प्रोवाच तनुजां प्रति ॥२३॥

એ સિપાઇના મોંનુ બોલવું સાંભળીને એ સતિ વાણીયાની સ્ત્રી ઘણાજ હર્ષવાળી થઇ અને શ્રી સત્ય-દેવનું તેજ વખતે પુજનકરી પોતાની કન્યાને કહેવા લાગી કે "તું સત્યનારાયણના પુજા કર અને. ૨૩

व्रजामि शीघ्रमागच्छ साधुसंदर्शनाय च ॥
इति मातृवचः श्रुत्वा व्रतं कृत्वा समाप्य च॥२४॥

હે મારીવહાલીકન્યા હું સ્વામીનાથનાદર્શન માટે પ્રથમ જાઉં છું, તું તારા બાપનુ દર્શન કરવા આવ" એવું માનુ વચન સાંભળીને કલાવતિ કન્યા સત્યના-રાયણના વૃતના સમાપ્તિ કરી. ૨૪

प्रसादं च परित्यज गता सापि पतिं प्रति ॥
तेन रुष्टः सत्यदेवो भर्तारं तरणिं तथा ॥ २५ ॥

અને પ્રસાદ લીધા વગર પોતાના સ્વામીનું દર્શન કરવા તત્પર થઇને ગઇ. તે અપમાને કરી ને શ્રીસત્ય દેવ તેના ઉપર કોપાયમાન થયા અને તેનો સ્વામી જે વહાણમાં હતો તથા જે બધું ધન હતું તેજ વહાણ જમાઇ અને ધન સાથે. ૨૫

संहृत्य च धनैः सार्धं जले तत्रावमज्जयत् ॥

ततः कलावती कन्या न विलोक्यनिजं पतिम्२६॥

દરિયામાં અદશ્ય થઇ ગયું તે પછી ઘણીજ જલદીથી આવેલી કલાવતી કન્યાએ પોતાના સ્વામીને દીઠા નહિ.

शोकेन महता तत्र रुदती चापतद्भुवि ॥

दृष्ट्वा तथाविधां वावं कन्यां च बहुदुःखिताम्॥२७॥

તે ઉપરથી તેને એટલું તો દુખ અને ક્ષોભ થયો કે જેમ પવનથી કેળનું ઝાડ એકદમ ભોંય ઉપર પડે છે, એમ એકાએક રોતી રોતી ભોંય ઉપર પડી. આ પ્રમાણે વહાણનો તથા કન્યાનો હેવાલ જોઇ. ૨૭

भीतेन मनसा साधुः किमांश्चर्यमिदं ह्यभूत् ॥

चिंत्यमानश्च ते सर्वे बभूहुस्तरिवाहकाः ॥ २८ ॥

ગભરાઈ ગયેલા મનનો સાધુવાણીઓ કહેછે કે "આ શું આશ્ચર્ય છે" તેમ વહાણવાળા પણ ગભરાઈ ગયા.

ततो लीलावती कन्यां दृष्ट्वा सा विह्वलाभवत्॥
विललापातिदुःखेन भर्तारं चेदमब्रवतीत् ॥२९॥

પછી લીલાવતિ પોતાનીકન્યાને ભયભીતથયેલી જોઈ, ઘણાજ વિલાપકરી પોતાના સ્વામીને કહેછે.૨૯

इदनीं नौकया सार्धं कथं सोऽभूदलक्षितः ॥
न जाने कस्य देवस्य हेलया चैव सा हृता॥३०॥

'જોતજોતામાં વહાણોમાં આપણો જમાઈ વહાણ સાથે અદશય થઈ ગયો એમાં કાંઈ પણ કારણ છે અથવા કોઈ દેવનો અપરાધ થવાથી એ દેવે એ વહાણ હરણરૂપ અદશય કર્યું હોય. ૩૦

सत्यदेवस्य माहात्म्यं ज्ञातुं वा केन शक्यते ॥
इत्युक्त्वा विललापैव ततश्च स्वजनैः सह ॥३१॥

અથવા શ્રીસત્યદેવનું મહાત્મ્ય જાણવાને કોણ શકિતમાન છે" એવુ કહીને ઘણા લોકોને મળીને ઘણો શોક કરી રડવા લાગી. ૩૧

ततो कलावती कन्या क्रोडे कृत्वा रुरोद ह ॥
तत कलावती कन्या नष्टे स्वामिनि दुखिना ॥३२॥

અને પછી પોતાની કન્યાકલાવતિને ખોળેબેસાડી ઘણા વખત સુધી દુખથીરડવા લાગી,તે જોઇકલાવતી એ પોતાનો સ્વામી મરી ગયો છે એવું ધારીને. ૩૨

गृहीत्वा पादुके तस्यानुगंतुं च मनो दधे ॥
कन्यायाश्चरितं दृष्टवासभार्यः सज्जनी वणिकः॥३३॥

પોતાના સ્વામીની પાદુકાઓ લેઇ તે સાથે પોતે સતી થવાને તૈયાર થઇ.એમ કન્યા કલાવતીનોપોતાના સ્વામીની પાદુકાઓ સાથે બળી મરવાનો નિશ્ચય જોઇ સ્ત્રા સાથે સાધુવાણીયો. ૩૩

अतिशोकेन संतप्तश्चितयामास धर्मवित् ॥
ह्यतं वा सत्यदेवेन भ्रांतोऽहं सत्यमायया॥३४॥

ઘણા શોકથી ત્રાસ પામેલો એવો ધર્મવીચારથી ચિન્તા કરીને બોલે છે, શું ! શ્રી સત્યદેવે તો એનું હરણ કર્યું નહી હોય અને એમની માયાથી મોહિત થઇને તો વૃત હું જાણતો નથી. ૩૪

सत्यपुजां करिष्यामि यथा विभवविस्तरैः ॥
इति सर्वान्समाहुय कथयित्वा मनोरथम् ॥३५॥

તે કામને વાસ્તે ઘણુંજ ધન ખરચીને એ શ્રીસત્યદેવનું વૃત કરીશ એવું બધા જાણને પાસે બોલાવી

પોતાનો મનોરથ કહયો. ૩૫

नत्वा च दंडवद्भुमौ सत्यदेवं पुनः पुनः ॥
ततस्तुष्टः सत्यदेवो दीनानां परिपालकः ॥३६॥

અને શ્રીસત્યદેવને વારેઘડીયે દંડ જેવા નમસ્કાર કરવા લાગ્યો ત્યારે શ્રીસત્યદેવ જે દીનજનોને પાળવાને સમશેર ફેરવનારા છે તે સંતુષ્ટ થયા. ૩૬

जगाद वचनं व्योम्नि कृपया भक्तवत्सलः ॥
त्यक्त्वा प्रासादं ते कन्यापतिं द्रष्टुं समागता॥३७॥

આકાશમાંથી ગંભીર વાણીથી સાધુવાણિયાને ભક્ત વત્સલ ભગવાન કૃપાથી કહેવા લાગ્યા કે " અરે હે સાધુવાણીયા ? તારી કન્યા મારૂં પુજન કરીને પ્રસાદ વગર પોતાના સ્વામીને જોવાને મોહથી ઉતાવળ થઈ આવી.

अतोऽदृष्टोऽभवत्तस्याः कन्यकाया पतिर्ध्रुवम् ॥
गृहं गत्वा प्रसादं च भुक्त्वा सा यति चत्पुनः॥३८॥

આ કારણથી સ્વામી આ સમુદ્રમાં અાદશ્ય થયો છે એમાં કાંઇ સંદેહ નથી તે માટે જો એ ઘેર જઇ પ્રસાદ ખાઇ પાછી આવશે.

लब्धभर्त्रीं सुता साधौ भवीष्यति य संशयः ॥

कन्यका तादृशं वाक्यं श्रुत्वा गगनमंडलात् ॥३९॥

તો આ તારી કન્યા તેના સ્વામીને જોશે એમાં લગારે પણ તું સંદેહ માનીશ નહિ."

क्षिप्रं तदा गृहं गत्वा प्रासादं च बुभोज सा ॥

सा पश्चात्पुनरागत्य ददर्शन सजनं पतिम् ॥ ४० ॥

એવા આ શરીર આકાશમાંના વાકયો સાંભળતાં વારજ કલાવતી જલદીથી પોતાને ઘેર જઈ. પ્રસાદ ખાઈ પાછીઆવતાં પોતાનોસ્વામી તેને નજરે પડયો.

ततः कलावती कन्या जगादे पितरं प्रति ॥

इदानि च गृहं याहि विलंबं कुरुषे कथम् । ४१ ।

તે પછી આ કલાવતી કન્યા પોતાના બાપને કહે છે કે "હે તાત! હવે જલદી આપ ઘેર પધારો શામાટે વિલંબ કરો છો. ૪૧

तच्छ्रुत्वा कन्यकावाक्यं संतुष्टोभुद्वणिक्सुतः ॥

पूजनं सत्यदेवस्य कृत्वा तत्र विधानतः ॥ ४२ ॥

એવું કન્યાનું મધુર ભાષણ સાંભળીને સાધુવાણીયો આનંદપામ્યો અને વિધીવિધાનથી શ્રીસત્યદેવનું પુજન કર્યું ૪૨

धनैर्बंधुघणैः सार्धं जगाम निजमंदिराम् ॥

पौर्णमास्यां च संक्रांतौ कृतवान्सत्यपूजनम् ॥४३॥

અને ઘણું ધન અને પોતાના સગાંવહાલાં ઇષ્ટમીત્ર સાથે ઘેર આવ્યો અને તે પછી દરેક પુનમે સુર્ય સં-ક્રાતિના દિવસે શ્રીસત્યદેવનું પુજન કરતો હતો.

इह लोके सुखं भुक्त्वा चांते सत्यपुरं ययौ ॥४४॥

તે થકી એ સાધુવાણીઓ આ મનુશ્ય લોકમાંના સર્વસુખભોગવી અને મરણ પછી શ્રીસત્યપુરના વિષે ગયો. ૪૪

इति सत्यनारायणकथायां चतुर्थोऽध्यायः ॥ ४ ॥

---

## अध्याय ५ मो.

॥ सुत उवाच ॥

अथान्यच्च प्रवक्ष्यामि शृणुध्वं मुनिसत्तमाः॥
आसीत्तुंगध्वजो राजा प्रजापालनतत्परः ॥ १ ॥

સુતજી કહે છે કે હે મુનીશ્રેષ્ઠજી શ્રીસત્યદેવ વિષે એથી પણ બીજો એક ઇતિહાસ કરૂં છું તે સાંભળો પુર્વે તુંગ ધ્વજ નામનો રાજા પ્રજાનું પાલન કરવાન તત્પર એવો હતો.

प्रसादं सत्यदेवस्य त्यक्त्वा दुःखमवाप सः ॥
एकदा स वनं गत्वा हत्वा बहुविधान्पशून् ॥२॥

એ રાજાએ શ્રીસત્યદેવનો પ્રસાદ છાંડયો આ દોષથી ઘણોજ દુઃખ પામ્યો તે એવું કે એક દીવસે * તે રાજા હરણનો શીકાર કરવા વનમાં જઈ ઘણા પશુને મારી. ૨

आगत्य वकमलं च दृष्ट्वा सत्यस्य पूजनम् ॥
गोपाः कुर्वंति संतुष्टाः भक्तियुक्ताः सबांधवाः ॥३॥

એક વડના ઝાડ નજીક આવ્યો અને શ્રીસત્યદેવનું પુજન થતું તેણે જોયું આ પુજન ગોપગણ એટલે ગોવાળીયાસર્વે પોતાના ભાઇબંધો સાથે ભકિતથી કરતાહતા. ૩

राजा दृष्ट्वा तु दर्पेण न गत्वा तं ननाम सः ॥
ततो गोपगणा सर्वे प्रासादं नृपसन्निधौ ॥ ४ ॥

તે જોઇને પણ રાજા તેમની પાસે ગયો નહિ તેમ દુરથી તેણે નમ્રતાથી નમસ્કાર કર્યો નહિ, તો પણ એ ગોપગણોએ પુજાકર્યા પછી પ્રસાદરાજાની પાસે મુકયો ૪

संस्थाप्य पुनरागत्य भुक्त्वा सर्वं यथेप्सितम् ॥
ततः प्रसादं सत्यंज्य राजा दुःखमवाप सः ॥५॥

બધા પાછા આવ્યા અને પ્રસાદખાઇપરમઆનંદમાં રહયા આણીગમ રાજાએ પ્રસાદ ન લેતાંજ ત્યાંજ રહેવા દીધેલો, એ કારણથી એ ઘણુંજ દુઃખ પામ્યો. ૫

तस्य पुत्रशतं नष्टं धनधान्यादिकं च यत् ॥

सत्यदेवेन तत्सर्वं नाशितं मम निश्चितम् ॥ ६ ॥

તેના સો પુત્રો મરી ગયા ધન-ધાન્ય ઈત્યાદિ જે કાંઇ હતું તે બધું જતું રહ્યું ત્યારે તે રાજાને મનમાં વીચાર ઉત્પન્ન થયો કે, મારૂં આ સર્વે શ્રીસત્યદેવેજ નિશ્ચય હરણ કર્યું છે. ૬

अतस्त्रव गच्छामि यत्र देवस्य पूजनमः ॥
मनसा तु विनिश्चत्य ययौ गोपालसंनिधा ॥७॥

એ માટે હવે જ્યાં શ્રીસત્યદેવનું પુજન હશેત્યાંહું જઇશ.એવું મનમાંલાવીને રાજા ગોપગણપાસેઆવ્યો.

ततोऽसा सत्यदेवस्य पूजां गोपगणैः सह ॥
भक्तिश्रद्धान्वितो भुत्वा चकार विधिता नृप ॥८॥

અને ભકિતથી એ ગોપગણ સાથે શ્રીસત્યદેવનું પુજન કરવા લાગ્યો. ૮

सत्यदेवप्रसादेन धनपुत्रान्वितोऽभवत् ॥
इह लोके सुखं भुक्त्वा चांते सत्यपुरं ययौ ॥९॥

તે પછી શ્રી સત્યદેવના પ્રસાદથી એ રાજા ધન તથા પુત્રવાન થયો અને તે રાજા મનુષ્ય લોકમાંસર્વે સુખ ભોગવીને અંતે સત્યપુરના વિષે ગયો. ૯

य इदं कुरुते सत्यव्रतं परमदुर्लभमः ॥

श्रृणोति च कथां पुण्यां भक्तियुक्तफलप्रदामः॥१०॥

આવું ઘણું દુર્લભ શ્રી સત્યનારાયણનું વ્રત છે, તેને જે કોઇ સ્વીકારેછે અથવા જેકોઇ ભક્તિપુર્વકપુણ્ય અને ફળ આપનાર આવી આ શ્રી સત્યનારાયણની કથા સાંભળે છે.

धन धान्यादिकं तस्य भवेत्सत्यप्रसादतः ॥
दरिद्रो लभते वित्तं बद्धो मुच्येत बंधतोत् ॥११॥

તેને ભગવાન શ્રીસત્યદેવનાપ્રાસાદથી ધન-સંપતી પ્રાપ્ત થાય છે. દરીદ્ર હોય તેને ધનનો લાભ થાય છે. બંધિખાને પડ્યો હોય તો તે તેથી મુકત થાય છે. ૧૧

भीतो भयात्प्रमुच्येत सत्यमेव न संशयः ॥
ईप्सितं च फलं भुक्त्वा चांते सत्यपरं व्रजेत् ॥१२॥

જેને ભય પ્રાપ્ત થયું હોય તો તે ભયથકી મુકત થાય છે એમાં કાંઇ પણ સંદેહ નથી શ્રી સત્યદેવનું વૃત કરનાર માણસ આ લોકના વિષે સર્વે સુખ ભોગવીને અંતે સત્યપુર એટલે વૈકુંઠમા જાય છે. ૧૨

इति व कथितं विप्राः सत्यनारायणव्रतमः ॥
यत्कृत्वा सर्व दुखेभ्यो मुक्ता भवति मानवः ॥१३॥

સુતજી કહે છે, શૌનક આદિ ઋષી ? આ પ્રમાણે આ સત્યનારાયણનું વ્રત કર્યા થકી માણસ સર્વ દુખ થકી મુકત થાય છે. ૧૩

विशेषतः कलियुगे सत्पूजा फलप्रदा ॥
कश्चित्कालं वदिष्यंति सत्यमीशं तमेव च ॥१४॥

તેમાં મુખ્યત્વેકરીને આઘોરકલીયુગમાંફળ આપનાર આ સત્યનારાયણને (સત્યઇશ) એવું કહે છે.૧૪

सत्यनारायणं केचत्सत्यदेव तथापरे ॥
नानारूपधरो भुत्वा सर्वेषामीप्सितप्रदः ॥ १५ ॥

કોઇ સત્યનારાયણ કહે છે.કોઇ સત્યદેવકહેછે.શ્રી સત્યદેવભગવાન અનેકરૂપે ભકતોનીઇચ્છા પુર્ણ કરેછે

भविष्यति कलौ सत्यव्रतरूपी सनातनः ॥
य इद पठते नित्यं शृणोति मुनिसत्तमाः ॥
सत्यं निश्यंत पापानि सत्यदेव प्रसादतः ॥१६॥

આ સત્યનારાયણ વ્રતકથાનોજ કોઇ નીત્યપાઠ શ્રવણ કરે શ્રી સત્યદેવના પ્રસાદથી સર્વ પાપો જતાં રહે છે.

इति श्री सत्यनारायणकथायां पंचमोऽध्यायः ॥५॥
श्री सत्यनारायणार्पणमस्तु ॥ शुभं भवतु ॥



# સતનારાયણની આરતી.

જય કમળા સ્વામી જય કમળા સ્વામી;
સત્યનારાયણ સ્વામી (૨) વીભુવર બહુ નામિ જય.
ભિન્ન ભિન્ન રૂપ ધરેલ ભકતો ભય હરવા, પ્રભુ.
પ્રતાપ પ્રસર્યો પ્રભુ તવ (૨) જગનું જય કરવા, જય.
સુંદર રૂપ સ્વરૂપ પ્રભુ અમને પ્યારૂં, પ્રભુ.
દર્શન કરવા નિત્યે, (૨) મન દોડે મારૂં. જય.
ગાયે ગુણ અપાર. શુક શૌનક આદી, પ્રભુ.
મહિમા મહિમા મોટો. (૨) સેવે બ્રહ્માદિ. જય.
ગરૂડાસન પરદેવ શોભો સુખરાશિ, પ્રભુ.
સહાય સર્વની કરવા. (૨) તત્પર અવિનાશી. જય.
આ કળી કાળે આપ છો પ્રત્યક્ષ સદા, પ્રભુ.
કે દીનને દર્શન દઇ, (૨) કરવા ગુખ સુદા. જય.
શતાનંદનું કાર્ય પ્રેમે પુર્ણ કર્યું, પ્રભુ.
ધનસંપતી સઘળીદઇ (૨) વિપ્રનું કાર્ય સર્યું, જય
કઠીયારાના નાથ. કોડ કષ્ટ હર્યાં; પ્રભુ.
દુઃખ દરિદ્ર હઠાવી. (૨) ભીલનાં ભાગ્ય ફર્યાં, જય.
ઉલ્કામુખ મહિપતિની લજ્જાને રાખી, પ્રભુ.
ભદ્રશીલાને ભાવે, (૨) સ્નેહ સાંકળ નાંખી. જય.

સાધુ વણીક શ્રીપુર, તેને બહુ તાર્યો. પ્રભુ.
ભુલ ભયંકર તેની, તેથી નવ ફાવ્યો. જય.
કલાવતિનાં કષ્ટ ધ્યાન દઇ પ્રીતે, પ્રભુ.
લીલાવતીને ભાવે, (૨) સહાય થયા નિત્યે, જય.
ગોપમંડળી વર અંગધ્વજ આવ્યો, પ્રભુ.
પ્રસાદ પડ્યો મેલ્યો (૨) હરીએ લઇ તાર્યો, જય.
શત પુત્રોનો નાશ થયો અનાદરથી. જય.
પ્રસાદ જલલીધો તવ (૨) શુભ થયું શ્રીવરથી, જય.
અનેક એવા ભકતો તાર્યા ભાવ થકી, પ્રભુ.
અમને પણ અર્પોને (૨) સત્યદેવા સુમતિ જય.
સર્વ શકિત ગવેંશ દશ દીશ રહી જામી પ્રભુ.
જગધામીભયભામી (૨) જરી રહી નહિ ખામી જય.
અધમ ઉધારણ કારણ નિષ્કામી પ્રભુ
ખલદામી સહુ ઠામી (૨) મતી મતી નવ પામી જય.
પ્રેમ થકી જે ભકત સતનારાયણ સેવે પ્રભુ.
શ્રીઆયુષ્ય કીર્તિસુત.(૨) જગપતિ સુખ દેવે. જય.
કથા શ્રવણ કરી ભકત આ આરતી ગાશે પ્રભુ.
કૈક જન્મના પાપો (૨) પ્રલે તો થાશે જય.
શરણાંગત શ્રીદેવ સત્યનારાયણજી પ્રભુ.
છગનલાલ ગાયે છે (૨) ભક્તિ ભાવ સજી જય.

